# લંડન રાજ-રહસ્ય

અથવા

## મીસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન

## ભાગ બારમો.

મુળ લેખક:-

**સ્વર્ગસ્થ જ્યોર્જ વીલીયમ રેનોલ્ડસ.**

અનુવાદક:

**સાકરલાલ મગનલાલ કાપડીયા.**

૭, કુંભાર ટુકડા, મુંબઇ

મુદ્રક અને પ્રકાશક:

**હરિલાલ વલ્લભદાસ બ્રહ્મક્ષત્રી.**

**શ્રી હરિ-હર પ્રીન્ટીંગ પ્રેસ.**

**૧૮૧, બજારગેટ સ્ટ્રીટ કોટ, મુંબઇ.**

મુંબઇના સબ એજંટ:

**બુકસેલર ગોવર્ધનદાસ પુરૂષોતમદાસ ઠક્કર.**

દેવકરણ મેન્શન, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઇ.

(લંડન રાજ-રહસ્યની બાર ભાગની આ આખી સીરીઝના સર્વ હકકો અનુવાદકે પોતાને સ્વાધીન રાખ્યા છે.)

આવૃત્તિ પહેલી. સને ૧૯૨૮.

કીં. રૂ. ૦-૧૪-૦.

23032

નં. ૮૭૨

# અનુક્રમણીકા.

# લંડન રાજ-રહસ્ય

અથવા

# મીસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન.



## ભાગ બારમો.

---

### પ્રકરણ ૧૯૦ મું.

### ખુનીનું મોત.

લગ્નના ઓરડામાં લોર્ડ ફ્લોરેમલ, રોસ અને ફ્રેડરીક એ કેદ થઇ ગયાં હતાં. કેરોલાઇન એ ઓરડો બહારથી બંધ કરી નાસી ગઇ હતી. જમીન પર ફાનસ. પછાડી ફ્રેડરીક ઘૂંટણ પર પડી કુતરાની પેઠે ઝુકી રહ્યો હતો. તે જોઇ ફ્લોરેમલ ડરી ગયો પણ પોતાનો ભય છુપાવી તેણે રોસને પુછ્યું: "આ કોણ છે? એને શું થયું છે?"

મીસીસ રોસ બેબાકળી થઇ ગઇ હતી. તેને પોતાના પાપ પ્રગટ થઇ જવાની ધાસ્તી હતી. તે ફ્લોરેમલની વાત સાંભળ્યા વિનાજ અંધારામાં ઘંટી બજાવવા દોરી શોધવા લાગી. અંતે તેને એક દોરી મળી પણ જોરથી ખેંચતાં તે તુટી ગઇ. તે નિરાશ અને લથડતા અવાજે બોલી: "હા! હવે શું કરૂં! આ તો તદન દિવાનો થઇ ગયો છે!"

"તેં દોરી કેમ તોડી નાખી?" ફ્લોરેમલ ચીડાયો.

રોસના હાથમાં આ વખતે બીજી ઘંટીની દોરી આવી ગઇ. તે વિનીત સ્વરે બોલી: "તમે ગુસ્સે ના થાઓ. બીજી દોરી મળી ગઇ છે. હાય! ફ્રેડરીકની કેવી દશા થઇ છે! એ તો પાગલ જેવો

થઇ ગયો છે! રખેને એ પાગલપણામાં આપણી બન્ને તે છુપી બકી નાખે—"

"મારી જે વાત એ બકવાનો હોય તે ભલે બકે મને તેની પરવા નથી. પણ આ દગાબાજીની રમતમાં તું પણ શામેલ હતી કે?" ફ્લોરેમલે ગુસ્સાથી કહ્યું

"નહિ. હું કસમથી કહું છું કે મને એ વિષે જરા પણ ખબર ન્હોતી. અરે! રામ! આનું શું થશે? આ તો હાથ પગ પછાડી રહયો છે! લોર્ડ ફ્લોરેમલ! મને બચાવો. હું પણ તમારા પેઠેજ ઠગાઇ છું."

"હું તારી વાત માનું છું તારે મારે એક દિવસની પીછાન નથી. ખેર! હવે જલદી ઘંટી વગાડી બારણાં ઉઘડાવ; નહિ તો હું દરવાજો તોડી નાખીશ."

એસે જોરથી ઘંટી વગાડી તે સાંભળી નોકરો દોડી આવ્યા અને તેઓએ બહારથી બારણાં ખોલી નાખ્યા. ફ્રાનસ આવતાંજ બધાની નજરે ફ્રેડરીકની ભયંકર હાલત જણાઇ. તેની આંખોમાંથી અગ્નિ નીકળતો હતો. ગળાની નસો ફુલી ગઇ હતી અને મ્હોં ભયંકર રીતે વિકૃત થઇ ગયું હતું.

"આ દેખાવ મારાથી જોવાતો નથી." કહી લોર્ડ ફ્લોરેમલ બહાર નીકળી ગયો.

એસ ફ્રેડરીકને બીજા ઓરડામાં લઇ જવાને આતુર હતી તેથી લોર્ડ ફ્લોરેમલ ચાલ્યો ગયો તે તરફ તેણે ધ્યાન આપ્યું નહિ. ફ્રેડરીકના બકબકારાથી એસના હોંસકોસ ઉડી જતા હતા. રખેને તે રસોડાનો ભયંકર ભેદ ખોલી દે તેની એસને ધાસ્તી હતી.

એસનો હુકમ મળતાં બે નોકરો ફ્રેડરીકને ઉંચકી બીજા ઓરડામાં લઇ ગયા અને તેને બીછાના પર નાખ્યો. એસ તેઓની સાથેજ ગઇ. ફ્રેડરીકને પલંગ પર નાખ્યા પછી તે નોકરોને રજા આપતી બોલીઃ "તમે જાઓ. આની સારવાર હું જાતેજ કરીશ.

"ડાકટરને બોલાવી લાવું?" એક નોકરે પુછ્યું.

"હા. જા." એસનું મન ન્હોતું છતાં તેણે ડાકટર બોલાવવાની હા પાડવી પડી.

ફ્રેડરીક જરા શાંત થયો એટલે તેના કપડાં કાઢી નાખ્યા તે તરસથી વ્યાકુળ થયો છે એમ ધારી પાણીનું ગ્લાસ તેના મ્હો સામે ધર્યું: પાણી જોતાંજ એ કમનસીબ ફરીથી હાથ પગ પછાડી કુતરાની પેઠે ભુંકવા લાગ્યો. તેના દુઃખની સીમા ન્હોતી. તેના ગળાની નસો ફુલી જતી હતી. અને તેથી તેનો દમ રૂંધાતો હતો, મ્હોમાંથી ફીણ નીકળતું હતું. તે સ્પષ્ટ બોલી શકતો ન્હોતો. છતાં એસને કરૂણ સ્વરે તેણે કહ્યું: "જોજે! મારું ખુન ના કરતી. મારી લાશને પેલા પત્થર નીચે દાટી ના દેતી."

એસ ગભરાઇ. તે તેને ઝેર દઇ મારી નાખવા તત્પર થઇ પણ ડાકટર આવતાં તેનું પાપ પ્રગટ થઇ જશે એ ભયથી તે અચકી. ફ્રેડરીકને આટલો વખત જીવતો રાખવા માટે એ ભલા પસ્તાવા લાગી.

ફ્રેડરીક ભુંકતો બંધ થયો પણ તેનું ભાન ઉડી ગયું. તે ફાટી આંખે એસને જોઇ રહયો હતો. પણ તેને પીછાની શકતો ન્હોતો. આ સમયે ડાકટર આવ્યો. રોગીને જોઇ તે એસને એક બાજુ લઇ જઇ બોલ્યો: "એની પાસે કોઇ કુતરો છે?"

"નહિ."

"એને કોઇ વાર કુતરો કરડયો હતો?"

"હા. એક વાર એક કુતરો પલંગ નીચે ભરાયો હતો તેને બહાર કાઢતાં તે એના હાથ પર કરડયો હતો.

"બસ ત્યારે! એની આશા છોડી દો. થોડી વારમાં એ મરી જશે. મરતી વખતે એને ભારી કષ્ટ થશે. એને હડખવા થયો છે"

"શું એ રોગ ભયંકર છે?"

"હા. હડખાવામાંથી કોઇ બચતું નથી."

"એ રોગ ચેપી તો નથી ને?"

"નહિ. હું એને જરા આરામ થાય એવી દવા આપું છું પણ એ બચવાનો તો નથીજ." ફરી ડાકટરે ફ્રેડરીકને ગમે તે રીતે એક ફેરી દવા ખવડાવી દીધી. ફ્રેડરીક થોડી વાર ચુપ પડી રહ્યો. પણ થોડીજ વારમાં તેની આંખો ઉઘડી ગઇ અને તે બબડવા લાગ્યો:

"આહ! મને છોડી દો! છોડી દો! શયતાન મને દરીઆમાં ફેંકી દે છે! આહ! પેલો ભયંકર સાપ મને કરડે છે! ઓ ખુદા! આ તો દોઝખ! અરે! અરે! આ લોકો મને જીવતો સળગાવી દે છે! ધગધગતા સળીઆથી મને ડામ દે છે! હવે નથી સહેવાતું. ઓ! મારી બે આંખો ખેંચી કાઢી—છાતીમાં ખંજર ભોંક્યું. સબુર! સબુર! હું બધું કહું છું. મેં એ બે જણનું ખુન નથી કીધું. અરે! મને આ લોકો ફાંસી દે છે? એ બધી વાત જુઠી છે. મેં ખુન કીધું નથી. આ બદમાસ બબાનું એ કામ છે. આ દરજીએ એનું ખુન કર્યું છે. હું એને ખુબ ચહાતો હતો. પણ એનેજ મારૂં સત્યાનાશ વાળ્યું. જાઓ, જાઓ, બન્ને લાશો રસોડામાં દાટેલી છે. જાઓ, મને છોડી દો." આટલું બકી તે ફરીથી કુતરાની પેઠે ભુંકવા લાગ્યો.

"મેં કહ્યું હતું ને કે એને મરતી વખતે બહુ દુઃખ થશે?" ડાકટરે મીસીસ ગ્રેસને કહ્યું.

"કેવો ભયંકર બકબકારો કરે છે?"

"એવો બબારો સાંભળતાં તો મારી જીંદગી ગઇ." ડાક્ટરે કહ્યું.

ફરીથી ફ્રેડરીક બબડવા લાગ્યો: "આ સ્ત્રીને લઇ જાઓ—એને ફાંસીએ લટકાવો—એણે બે જણના ખુન કર્યા છે—બન્નેની લાશો રસોડામાં દાટી છે—" ગ્રેસ થરથર કંપતી હતી. પણ હત-ભાગી ફ્રેડરીક વધુ બોલી શક્યો નહિ. તેના હાથ પગ ખેંચાવા લાગ્યા અને થોડીજ વારમાં તે ઠંડો થઇ પડયો. તે મરી ગયો અને ડાક્ટર વિદાય થયો ત્યારેજ ગ્રેસના જીવમાં જીવ આવ્યો.

# પ્રકરણ ૧૯૧ મું.

## વકીલને ત્યાં.

રાવ અથવા કેરોલાઇન વોલ્ટર્સ પોતાની આશા પાર નહિ પડવાથી મીસીસ બ્રેસના ઘરમાંથી નાસી ગઇ ત્યારે તેણે રાવનો પોષાક પહેરી લીધો હતો પણ તે કાળો રંગ લગાડવાનું ભુલી ગઇ હતી. તેને માથે મીસીસ લીંડલીના ખુનનો આરોપ હતો. તેને પ્રમલે અને મર્ન્સે નાસી જવામાં મદદ કરી હતી અને તે ટેમ્સ નદિમાં કુદી પડી હતી. પણ એ બનાવથી તેના પરનો શક વધી ગયો હતો. પ્રમલેએ તેને નસાડી મુકી હતી એ વાત હવે કોઇ માને તેમ ન હતું. લોકો એમ માનતા કે તે ટેમ્સમાં ડુબી મરી ગઇ હતી. છતાં તે ખુલ્લી રીતે લંડનના લત્તાઓમાં ફરી શકે તેમ ન્હોતું. ફોજદારી અદાલતમાં તેને ઘણા જણે જોઇ હતી. હોર્સ મેજર લેનની જેલના નોકરો તેને ઓળખતા હતા. મીસીસ બ્રેસની દુકાનનાં પણ અનેક જણે જોઇ હતી. લોર્ડ ફ્લોરેમલ હવે તેનો દુશ્મન થયો હતો એટલે તેને દર પળે પોલીસના હાથમાં પકડાઇ જવાની ધાસ્તી હતી.

તેની પાસે પૈસાનો અભાવ ન્હોતો. ફ્લોરેમલને ત્યાં નોકરી કરી તેણે સારી રકમ જમાવી હતી અને લગ્ન ખર્ચ માટે મળેલી રકમમાંથી પણ તેની પાસે ઘણા પૈસા બચ્યા હતા. તેનામાં પુષ્કળ હિમ્મત હતી. તે સીધી વોરડર સ્ટ્રીટમાં ગઇ અને ત્યાંથી એક ખલાસીના પોષાકમાં સજ્જ થઇ તે મી. રીગડનની ઓફીસમાં જવા નીકળી. આ સમયે તે એક ફાંકડા ખલાસી યુવાન જેવી લાગતી હતી.

રીગડનની ઓફીસમાં ગઇ. પણ રીગડન તેને ઓળખી શક્યો નહિ. તેને એમ લાગ્યું કે આ વ્યકિતને તેણે ક્યાંક જોઇ છે. પણ ક્યાં તે તેને યાદ આવ્યું નહિ.

“કેમ ! તમે મને ઓળખતા નથી ? તમને ખબર નથી કે થોડા દિવસ પહેલાં એક સ્ત્રી તમને કેટલાક દસ્તાવેજ આપી ગઇ હતી ?” કેરોલાઇને હસીને કહ્યું.

"હા હા—હવે યાદ આવી. પણ તમે આ વેશમાં કેમ?" રીગને તેને ઓળખી.

"તેની સાથે તમને કામ નથી. હું તમને એ વાત કરવા આવી છું કે લોર્ડ ફ્લોરેમલ લંડનમાં આવી પુગ્યા છે અને કલ્પનાથી દસ્તાવેજો કોણ ચોરી ગયું છે તેની પણ તેમને ખબર પડી છે. પણ તે કોઇને પકડી શકે તેમ નથી."

"તો પછી આપણે ડરવાની શી જરૂર છે?"

"ફ્લોરેમલથી ડરવાનું કંઇ કારણ નથી; પણ તેની એસ્ટેટ અને અમીરીના દાવાદાર જ્યોર્જ વુડફાલ પર એક સ્ત્રી પ્રબલ પ્રભાવ ધરાવે છે. એ સ્ત્રી વુડફાલને પોતાના સ્વાર્થ માટે ફેરવી નાખે એવો સંભવ છે."

ફ્રેરોલાઇન માર્ચીઓનેસ ઓફ વેલંડન વિષે આ ઇસારો કરતી હતી તે રીડગન સમજી ગયો. તેણે કહ્યું:

"માર્ચીઓનેસ બહુ ઉમદા સ્વભાવની ન્યાયી સ્ત્રી છે. તે કદિ અન્યાયનો પક્ષ લેશે નહિ. પણ તમે હસો છો કેમ? કદાચ તમને મારો મત સાચો નહિ લાગતો હોય!

"માર્ચીઓનેસને જેવી ધારો છો તેવી હું ધારતી નથી. ગમે તે હો. પણ ધારો કે જ્યોર્જ વુડફાલ કોઇના કહેવાથી પોતાનો દાવો ખેંચી લે તો તમે કેસ ચલાવી શકશો?"

"તે કેમ બને? પણ જે દાવાથી મી. જ્યોર્જ વુડફાલને પુષ્કળ લાભ થવાનો છે તે કેસ તે પડતો મેલશે એમ તમે માનો છો?"

"વેલંડન પ્રાયરીમાં રોઝ ફોરસ્ટર નામની યુવતી છે. તે જ્યોર્જ વુડફાલની પ્રિયતમા છે."

"તેથી શું?"

"મીસ ફોરસ્ટર માર્ચીઓનેસની ઘણીજ આભારી છે. તેથી રોઝ-

હારા ત વુડહાઉલને ફેરવી નાખશે. તમેજ કહોને—હમણાં મી. વુડહાલ આ કેસ માટે આતુરતા બતાવે છે ?"

"નહિ." તપખીર સુંઘતો રીગડન-બોલ્યોઃ "હવે તે કહે છે કે તેને અમીરી ટાપટીપની પરવા નથી અને મીલકતના ભાગ સંબંધ પણ તે આપસમાં સમજવા માગે છે."

"હવે તો તમારી ખાત્રી થઇને કે કોઇ વચ્ચે પડ્યું છે.?"

"હા. પણ તે માર્સ્યોનેસ ઓફ વેલંડનજ છે એમ કેમ મનાય? તેને લોર્ડ મોંટગમરી સામે જે કેસ ચાલે છે તેમાં હું લોર્ડ મોન્ટગમરીનો વકીલ છું તેથી તે એમ કરતી હશે? તેના જેવી ઉમદા બાઈ વુડહાલનું નુકસાન કરે એ વાત હજુ મારા મગજમાં ઉતરતી નથી."

"તમે માનો કે ન માનો પણ વુડહાલને માર્સ્યોનેસજ ફેરવી રહી છે."

"પણ તે તો ઘણા વખતથી લંડનમાં પણ ન્હોતી.

"તેથી શું થયું? તેણે રોઝ પર ચીઠી લખીને વુડહાલને સમજુતી માટે તઇયાર કર્યો છે, તમારી પાસે હાલમાં ઘણું કામ છે કે?"

"હા. મોન્ટગમરી વિરૂધ વેલંડન અને વુડહાલ વિરૂધ ફ્લોરેમલના કેસ શિવાય બીજા ઘણા કેસ મારી પાસે છે."

"વારૂ—મોન્ટગમરીવાળા કેસમાં કોની જીત થશે?"

"તે હું કહી શકતો નથી અર્લ ઓફ મોન્ટગમરીના નાના ભાઇ રેમન્ડને કોરટમાં હાજર કરવોજ પડશે. તેની હાજરી વિના મોન્ટગમરી જીતે તેમ નથી. રેમંડ પ્રેમમાં નિરાશ થવાથી કોણ જાણે ક્યાં ચાલ્યો ગયો છે કે તેનો પતોજ મળતો નથી."

"ફ્લોરેમલના કેસના કાગળો તો તમારી સામે પડ્યાજ લાગે છે !"

"હા. એ કાગળો તમેજ આપી ગયા હતા."

આ વખતે અચાનક ત્યાં રીગડનનો નવો નોકર આલફ્રેડ આવ્યો અને કોઇ પુસ્તક લઇ બહાર ચાલ્યો ગયો. જતી વખતે ચુંચી આંખે તે ટેબલ પર નજર ફેંકતો ગયો.

"આ છોકરો કોણ છે?"

"મારો નવો નોકર છે—કેમ?"

"કોણ જાણે કેમ મને એનો ચહેરો સારો ન લાગ્યો. એનાથી સાવધ રહેજો.

"તમે ફીકર ના કરો. આલફ્રેડ ઘણો સારો છોકરો છે." વકીલે કહ્યું. કેરોલાઇને તે પછી રીગડનની રજા લીધી.

## પ્રકરણ. ૧૯૨ મું.

### પાપનો ઘડો ફુટયો!

સોહોની પોલીસ કોરટનો મેજીસ્ટ્રેટ પોતાની ચેમ્બરમાં બેઠો હતો તેવામાં એક જમાદારે આવી તેને એક ચીઠી આપી. આ ચીઠી કોઇ સ્ત્રીએ લખેલી હતી પણ તે નનામી હતી. માજીસ્ટ્રેટ તે વાંચીને અજબ થયો. તેને કંઇ સમજ પડી નહિ એટલે તેણે પ્રમલેની જગ્યાએ નીમાયલા હેડ કાન્સ્ટેબલ ફોલીને બોલાવ્યો. ફોલીને તેણે પેલી નનામી ચીઠી બતાવી પુછ્યું.

"શું ધારો છો?"

"કંઇ સમજ પડતી નથી."

"જે સ્ત્રીની સામે આમાં આરોપ મુકવામાં આવ્યા છે તે કેવી છે?"

ઘણીજ રંગીલી! પહેલાં તો અમીર ઉમરાવો સાથે તેને દોસ્તી હતી. આ વાત મને સાચી લાગતી નથી." ફોલીએ કહ્યું.

"અજબ જેવી વાત છે. જો ખબર આપનાર જાતે આવી હોત તો ઝડતીનું વોરંટ પણ કાઢી શકાત. હશે. જવા દો! કોઇ બદમાશે મશ્કરી કરી લાગે છે."

નામદાર! એની તપાસ તો કરવી જોઇએ."

"જુઓ—સાવધાનીથી તપાસ કરજો. કોઇને વગર કારણે સતાવવાની જરૂર નથી

"જી હજુર!" કહી ફોલી પોલમાલમાં જવાને નીકળી પડયો. રસ્તામાં તેની પાછળ એક રોગી કુતરો આવતો જણાયો. ફોલીએ પ્રથમ તેને નસાડી મુકવાનો વિચાર કર્યો પણ પછી તેને યાદ આવ્યું કે આ તો મજ્સનો કુતરો છે. તરતજ તેણે કુતરાને "ટોબી-ટોબી" કહી બુમ મારી, કુતરો નાચતો કુદતો તેની પાસે આવ્યો અને તેનો હાથ ચાટવા લાગ્યો. ટોબીને જોતાંજ ફોલીને લાગ્યું કે પેલી ચીઠી તદન નકામી નથી. પોલમોલમાં બોસની દુકાન પાસે જઇ તેણે ટોબીને એક દુકાનેથી માંસ ખવાડયું. તે પછી

સેંટજેમ્સ સ્કવેરમાં જતાં તે એક રાહદારી સાથે અથડી પડયો.

"માફ કરજો, સાહેબ !" ફ્રાલીએ પેલા શહેરીની માફી માગી.

"કંઇ નહિં." તે બોલ્યો અને પછી કૂતરાને જોઇ કહ્યું "આ કૂતરાને નસાડી મુકો. મને કૂતરા પસંદ નથી."

"હું કૂતરાથી ડરતો નથી. મને એક કૂતરો કરડયો હતો પણ મને કંઇ રોગ થયો ન્હોતો."

"અરે ! સાહેબ ! તમને હડખવા કેવો ભયંકર રોગ છે તેની ખબર નથી. કાલે રાતે મેં એક ભયંકર રોગીની જે હાલત જોઇ હતી તે હું કદિ ભુલીશ નહિ."

"સાહેબ ! હરકત ન હોય તો એ રોગીની વાત તો કરો."

પેલો શહેરી ફ્રેડરીકને જોવા ગયલો ડોકટર હતો. તેણે ફ્રેડરીક કેની ભયંકર હાલત અને કરેલા બકબકાટની વાત કરી. બે લાશો બ્રેસના રસોડામાં દાટેલી છે એ વાત સાંભળી ફ્રાલી ડોકટર તરફ સ્થિર નજરે જોઇ રહ્યો.

"કેમ ભાઇ ! મારા તરફ આમ કેમ જોઇ રહ્યા છો ?"

"એટલા માટે કે તમે કરેલી વાતથી મને એક પ્રબળ પુરાવો મળે છે."

"ત્યારે શું ખરેખર કોઇ બે જણના ખુન થયા છે !" ડોકટર ચકિત થયો.

"હા. આ વાંચો." કહી ફ્રાલીએ પેલી નનામી ચીઠી બતાવી. તે નીચે મુજબ હતી:

"બો સ્ટ્રીટના માજીસ્ટ્રેટને અત્રેથી ખબર આપવામાં આવે છે કે પોલમાંની દરજણ મીસીસ બ્રેસના મકાનના પાછલા રસોડામાં શમલે અને મેકસની લાશો દાટવામાં આવી છે. બન્નેનું ખુન કઇ રીતે થયું તેની તપાસ કરવાની ફરજ પોલીસની છે."

ડોકટર આ વાંચી અવાક્ થઇ ગયો.

"મહેરબાની કરી તમારા નામનો કાર્ડ આપો. તમારી સાક્ષીની

જરૂર પડશે." કોલીએ અરજ કરી અને ડૉકટર પોતાનો કાર્ડ આપી રસ્તે પડયો.

કોલી તરત માજીસ્ટ્રેટ પાસે ગયો અને તેને સઘળી વાત કરી, ઝડતીનું વોરંટ લઇ પાછો પોલમાલ સ્ટ્રીટમાં આવ્યો. ત્રણ કોન્સ્ટેબલો ટોબી સાથે બ્રેસની દુકાનમાં દાખલ થયા. ટોબી ત્યાં જતાંજ વ્યાકુળ જેવો થઇ ગયો અને કુદી કુદીને જમીન સુંઘવા લાગ્યો. કોલીની ખાત્રી થઇ ગઇ કે ટોબીનો માલીક આ ઘરમાંજ દટાયો છે.

"તારી શેઠાણી કયાં છે?" કોલીએ દુકાનમાંની એક છોકરીને પુછ્યું. પણ દુકાનમાંનો ઘોંઘાટ સાંભળી બ્રેસ જાતેજ દિવાનખાનામાંથી ત્યાં આવતી હતી. તેને જોતાંજ ટોબી તેને કરડવા દોડયો. પણ કોલીએ તેને પકડી પાડયો. કોન્સ્ટેબલોને જોતાંજ બ્રેસ બાવરી બની ગઇ. તેના પાપનો ઘડો ફુટી ગયલો જણાયો અને તે એક ચીસ પાડી બેભાન થઇ ગઇ.

બ્રેસ પર નજર રાખવા માટે એક કોન્સ્ટેબલને રાખી કોલી રસોડામાં ગયો. ત્યાં ખોદ કામ કરતાં ગ્રમલે અને મન્સની લાશ હાથ લાગી. બન્ને લાશો પુષ્કળ વાસ મારતી હતી. પણ કોન્સ્ટેબો તેને ઉંચકી ઉપર લઇ ગયા.

કોલી પાછો દુકાનમાં આવ્યો ત્યારે બદમાસ બ્રેસ હોંસમાં આવી હતી. તેને ગીરફતાર કરી. કોલી પોલીસ સ્ટેશને લઇ ગયો. અરધા કલાકમાં આ રંગીલી દરજણ ખુનના આરોપસર કેદ પકડાવાની ખબર આખા લંડન શહેરમાં ફેલાઇ ગઇ.

બ્રેસને માજીસ્ટ્રેટ સમક્ષ ખડી કરવામાં આવી. પેલા ડૉકટરની જબાની લેવાઇ. પછી કોલીએ બે લાશો કેવી રીતે મળી તેનું બ્યાન કર્યું. બ્રેસને બચવાની એકે બારી ન રહી. આ વખતે એક સીપાઇએ આવીને માજીસ્ટ્રેટને કહ્યું કે એક સ્ત્રી આ કેસ સબંધી અગત્યની ખબર આપવા આવી છે. તરત એ સ્ત્રીને હાજર કરવામાં આવી. એ કોઇજ નહિ પણ બ્રેસની એક વારની દાસી હેરીઅટ હતી. હેરીઅટે બાથ રૂમમાંની ગ્રમલેની લાશ ઠેકાણે પાડવા માટે બ્રેસે તેની અને ફ્રેડરીક દેની મદદ કેવી રીતે લીધી હતી તેનું

વિગતવાર જવાબ કરી પોતાની છાતી પરના ભાર હલકો કરી નાખ્યો.

"તેમે મારા પર કોઈએ ન નામી ચીઠી મોકલી હતી ?"

"નહિ." હેરીઅટે જવાબ આપ્યો.

"મી. કોલી ! આ નનામી ચીઠી લખનારની જલદી શોધ કરો. મીસ હેરીઅટ ! તમે અમલેની લાશ ઠેકાણે પાડવામાં મદદ કરી હતી તે માટે તમને ગીરફતાર કરવાં પડશે."

"મને તે સામે જરા પણ વાંધો નથી."

માજીસ્ટ્રેટે બન્નેપર આરોપ ઘડી કાઢયા અને અને કોલી બન્ને આરોપીઓને ન્યુગેટ જેલમાં લઇ જનારી ગાડીની રાહ જોવા લાગ્યો.

"પેલી નનામી ચીઠી મને જોવા દેશો ?" બ્રોસે કોલીને કહ્યું.

"હા. એ બતાવવામાં મને કંઇ વાંધો નથી." કહી તેણે બ્રોસના હાથમાં નનામી ચીઠી મુકી.

"અરે ! આ તો કેરોલાઇન વોલ્ટર્સના અક્ષર છે !" બ્રોસે અક્ષર ઓળખ્યા: "એ રાંડે હોર ઓટની દાયણ મીસીસ લીંગલીનું ખુન કર્યું છે."

"શું અમલેને થાપ આપી ટેમ્સ નદીમાં કુદી પડી હતી તેજ કેરોલાઇન ?"

"હા. તેજ કાલે રાતે તે મારે ઘેર કાળા છોકરાના વેષમાં આવી હતી. હમણાં તે કોઇ બીજા વેષમાં હશે."

"તે ગમે તે વેષમાં હશે તો પણ હું તેને પકડી લાવીશ."

"હા. હા. જાઓ. તેને જલદી પકડો અને ફાંસીએ લટકાવો." બ્રોસે દાંત પીસ્યા.

જેલની ગાડી આવી અને બ્રોસ તથા હેરીઅટને કેદખાનમાં લઇ જવામાં આવી.

## પ્રકરણ. ૧૯૩ મું.

### લેડી હોલ્ડરનેસ.

રીગડનની ઓફીસમાંથી નીકળી કેરોલાઇન ખવાસીના વેષમાં એક કાફીખાનામાં ગઇ અને એક ખુણામાં વર્તમાનપત્ર વાંચવાનો ઢોંગ કરતી બેઠી. તેના હાથમાં છાપું હતું-માથું છાપામાં હતું—પણ તેનું મગજ કાફીખાનામાંના માણસોની વાતચીત પર ધ્યાન આપતું હતું—કાફીખાનામાં આજે બીજી વાતજ ન્હોતી. બધા બદમાસ બલા બ્રેસની ગીરફતારીની વાત કરતા હતા. એ રંગીલી દરજણનો એક વાર શો રૂઆબ હતો? ભલભલા અમીરો તેની સાથે દોસ્તી રાખતા હતા તે રાજવંશી અમન ચમનમાં મહાલતી હતી. હમેશાં ગાડી ઘોડે ફરતી હતી. કોઇએ એમ પણ કહ્યું કે ખુદ પ્રિન્સ ઓફ વેલ્સ-ની પણ તેના પર મહેરબાની હતી. એજ મીસીસ બ્રેસ આજે બે પોલીસ કોન્સ્ટેબલોના ખુન કરવાના વાંક માટે પકડાઇ જેલમાં સડતી હતી. બ્રેસ કેવી રીતે પકડાઇ તેની કોઇને ખબર ન્હોતી કેમકે પેલી નનામી ચીઠીની વાત હજુ છાપામાં છપાઇ ન્હોતી. કેરોલાઇનને કાફીખાનામાંની વાત સાંભળી સંતોષ થયો. તેનું વેર વળ્યું તે અનાથ બાળા હતી. મીસીસ બ્રેસને તેણે મા જેવી ગણી હતી પણ એજ ચંડાળણે તેનું સત્યાનાશ વાળ્યું હતું કેરોલાઇન ગભવંતી થઇ મીસીસ લીંડલીના ભયંકર ઘરમાં સુવાવડ માટે ગઇ ત્યારથીજ તેણે બ્રેસ અને પોતાના દગાબાજ આશકપર વેર લેવાની પ્રતિજ્ઞા લીધી હતી. લોર્ડ ફ્લોરેમલ પર વેર લેવાને ખાતર તેની સાથે પરણવાનું કાવત્રું રચ્યું હતું. પણ તેમાં તે નિષ્ફળ ગઇ. હજુ પણ તે ફ્લોરેમલને પાયમાલ કરવાને ઉત્સુક હતી. બ્રેસ પરનું વેર તે લઇ ચુકી હતી.

થોડોક નાસ્તો લઇ તે ભાડાનું ઘર શોધવા બહાર નીકળી. થોડાક સમય છુપી જગ્યાએ રહીને તે પોતાની બાજીનું પરિણામ શું આવે છે તે જોવા માગતી હતી. કોઇ એકાંત ઘરની શોધમાં તે ઓક્ષફર્ડ સ્ટ્રીટમાંથી ડોન્કીસ સ્ટ્રીટમાં ગઇ. ત્યાંનો સ્કવેર પસાર કરી તે બીજા રસ્તા પર જવાની તૈયારી પર હતી. એટલામાં તેની નજર

એક અમીરજાદી પર પડી. તે એક આધેડ ઉમ્મરના ગૃહસ્થનો હાથ પકડી જતી હતી. કેરોલાઇન તેને એકીટસે જોઇ રહી. પેલી સ્ત્રી પોતાના પતિ સાથે એક મકાનમાં દાખલ થવાની અણી પર હતી. એવામાં કેરોલાઇન પેલી સ્ત્રી પાસે દોડી જઇ બોલી; "બ્હેન ! મને માફ કરજો. ઘણે દહાડે તમારો મેળાપ થવાથી મને અત્યંત આનંદ થયો.

"તમે કોણ છો ? હું તમને ઓળખતી નથી ?" પેલી સ્ત્રી—ફ-રનાન્ડા એમર અથવા લેડી હોલ્ડરનેસે અહંકારથી કહ્યું: "સબુર ! તમારો ચહેરો ક્યાં જોયો હોય એમ લાગે છે."

"મીસીસ લીંડલીના ઘરમાં આપણને દોસ્તી થઇ હતી."

"હા—હા. હવે યાદ આવી. તમે મીસ વોલ્ટર્સ છો ને ?"

"હા." કેરોલાઇન બોલી.

લોર્ડ હોલ્ડરનેસ યાને પોલીનનો પિતા મી. કબેરંડન આ વાત સાંભળી અજબ થયો. તે ખવાસી વેષધારી કેરોલાઇન તરફ જોઇ બોલ્યો: "મીસ વોલ્ટર્સ જે ગીરફતાર થઇ હતી તે—"

"હા. જેના પર મીસીસ લીંડલીના ખુનના આરોપસર જુઠો કેસ ચાલ્યો હતો તેજ હું—" નિઃશંક હૃદયે કેરોલાઇન બોલી: "બ્હેન ! તમે જ્યારે મારી સાથે હતાં ત્યારે તમે તમારું નામ ઠામ પણ મને કહ્યું ન્હોતું."

આ વખતે નોકરે આવી દ્વાર ખોલ્યા.

"વારૂ, હવે સીધાવો. અમારે કામ છે." લોર્ડ હોલ્ડરનેસ ફરનાન્ડાને ઘરમાંથી પસાર થવાનો ઇસારો કરતો બોલ્યો. બન્ને તરત ઘરમાં ગયા અને પાછળ બારણાં બંધ થઇ ગયાં. દિવાનખાનામાં જતાંજ ફરનાન્ડા બોલી:

"આ છોકરી મળી ગઇ તે સારું ન થયું."

"મને પણ સારું ન લાગ્યું ! કોણ જાણે કેમ એ મળવાથી મને ભય ઉપજે છે." લોર્ડ હોલ્ડરનેસ બોલ્યો.

"આનું કારણ શું છે?"

"કોણ જાણે! મને લાગે છે કે આપણા હૃદયના ડંખને લીધે એમ થતું હશે!"

ફરનાન્ડાએ હોઠ દાબ્યા. તે ધિક્કારથી બોલી: "તમે એવી રીતે કરો છો. હું હૃદયના ડંખને નથી માનતી."

"ફરનાન્ડા!" લોર્ડ હોલ્ડરનેસ કમ્પીત અવાજે બોલ્યો: "નાસ્તિક થઈને વધુ પાપી ન બન."

ફરનાન્ડા પાષાણ હૃદયી હતી. તે બોલી: "આપણે બન્ને પાપના ભાગીદાર છીએ, પણ વોલ્ટર્સ! તમે નકામા ડર્યા કરો છો. કેરોલાઈન આપણને મળી ગઈ તેમાં ડરવાનું શું છે? એ આપણી વિરૂદ્ધ શું કહેવાની છે? એ તો એટલુંજ જાણે છે કે હું માંદી અવસ્થામાં મીસીસ લીંડલીના ઘરમાં છૂપી રીતે સુવાવડ કરવા ગઈ હતી. જો એ મારી નિંદા કરશે તો લોકો તે માનવાના હતા!"

આવી વાત થતી હતી એવામાં કોઈએ જોરથી આગલા બારણા ખખડાવ્યા અને નોકર કેરોલાઈન વોલ્ટર્સનેજ દિવાનખાનામાં મુકી ગયો. આ છોકરીનું સાહસ જોઈ ફરનાંડા ક્રોધથી રાતી પીળી થઈ ગઈ.

"વગર બોલાવે મારા ઘરમાં આવવાનો શો અર્થ!" તેણે આંખ બતાવી.

"મીસીસ લીંડલીના ઘરમાં આપણે બહેનપણાં જોડયા હતાને!" ઠંડે કલેજે કેરોલાઈન બોલી.

"તું એમ સમજે છે કે તારા પર લીંડલીના ખુનનો આરોપ છે તેની અમને ખબર નથી!" ફરનાન્ડા ડર બતાવતી બોલી.

"તેથી શું થયું? હું નિર્દોષ છું. લેડી હોલ્ડરનેસ! હવે હું તમને ને તમારા સ્વામીને ઓળખી ગઈ છું. જો એમની સામે મારાથી કંઈ બોલાઈ જાય તો મને દોષ ના દેતા. તમને હું રસ્તામાં મળી ત્યારે જો તમે મારી સાથે હસીને વાત કરી હોત તો હું ચાલી જાત; પણ તમે મારૂં અપમાન કર્યું તેથી મારૂં મન બગડી ગયું છે."

"તો હું શું તને પગે લાગીને તારી માફી માગું?" ફરનાન્ડાએ ભયંકર તાણો માર્યો.

"તમે મોટાં ઘરનાં અમીરજાદી છો ને હું ગરીબની કન્યા છું. તમે મારી સાથી શાનાં માગો? હશે. હવે મારી વાત સાંભળી લો. તમે મારૂં અપમાન કરી ઘરમાં દાખલ થયા કે તરત મેં બાજુના દુકાનદાર પાસે જઇ તમારી પરપુછ કરી, સારે નસીબે દુકાનદાર વાતોડીઓ નીકળ્યો. તેની મારફતે મને બધી માહિતી મળી ગઇ છે." કેરોલાઇને કહ્યું.

આ સાંભળી લોર્ડ હોલ્ડરનેસ ગભરાયો. તે બેચેન થઇ ઓરડામાં આંટા મારવા લાગ્યો. પણ ફરનાન્ડા એમ ડરે એવી ન્હોતી. તેણે રૂઆબથી પુછ્યું: "તને શી ખબર મળી?"

"સાંભળો! મને ખબર મળી છે કે આ મકાનમાં લોર્ડ અને લેડી હોલ્ડરનેસ રહે છે. લોર્ડ સાહેબને આગલા ઘરની બે પુત્રીઓ છે તે અહીં રહેતી નથી. તમારૂં અસલ નામ ફરનાન્ડા એમર છે અને તમે અર્લ ઓફ ડેસબરોના ભત્રીજી છો."

"બસ—બીજું કંઇ!"

"બીજી ઘણી ખબર મળી છે. સાંભળો તો ખરા! થોડા વખત પર તમે લોર્ડ માર્ચમોન્ટના પુત્ર ઓનરેબલ મી૦ આર્થર ઇટન સાથે પરણવાનાં છો એવી વાત ઉડી હતી. પણ તમારા લગ્ન આર્થર સાથે ન થયાં. આર્થર ઇટન અચાનક બીમાર થઇ ગયો અને ફરનાન્ડા એમર હવાફેર કરવા માટે પરદેશ ચાલી ગઇ. એ કયા પરદેશમાં ગઇ હતી તે હું સારી પેઠે જાણું છું. બેમ્બોયની પાસે ફેર ઓટના એક મકાનમાં ફરનાન્ડા હવાફેર કરવા ગઇ હતી. એજ જગ્યાએ મારે તમારી સાથે પીછાન થઇ. તે વખતે તમે મને અનેક વાતો કહી જેનો અર્થ તે વખતે હું સમજી ન્હોતી. પણ હવે મને બધું સાફ સાફ સમજાય છે. હું જાણું છું કે આર્થર ઇટને તમને ભ્રષ્ટ કર્યાં હતાં તેથી તમે તેને ઝેર દઇને મારી નાખવાની કોશેષ કરી હતી. તે મરવાની અણીપર હતો. પણ અચાનક બચી ગયો. હાલમાં તે જે

ભયંકર આરોપસર ન્યુગેટ જેલમાં પડયો છે તેમાં તે તદ્દન નિર્દોષ છે."

"એ વળી કોણે કહ્યું? તું તો કોર્ટના મનની વાત જાણતી લાગે છે!"

"કોણે કહ્યું? સાંભળવું છે? તો સાંભળો. એક સાંકળ મળતાં બધો ભેદ આપો આપ મળી જાય છે. હું સારી પેઠે જાણું છું કે તમે ગમે તેવું ભયંકર કામ કરતાં અચકો એવાં નથી."

"એટલે?"

"એટલે એમ કે એક ઘોર અંધારી રાતે વંટોળીઆનું તોફાન થયું હતું ત્યારે ટેમ્સ નદિના કિનારા પર એક મકાનના પાછલા ઓરડાની એક બારી ખોલી એક દાયાએ જન્મેલાં બાળકને નદિમાં ફેંકી દીધું હતું અને તે બાળકની પાષાણુ હૃદયી મા તે જોતી ચુપ ચુપ બેસી રહી હતી."

લોર્ડ હોલ્ડરનેસે અગાઉ આ ભયંકર વાત સાંભળી નહોતી. પણ કેરોલાઇન તેની વાત નવીના કરતુકનીજ વાત કરે છે તે તે સમજી શકયો. તે ગભરાઇને બોલ્યો: "આમ મોટે મેટે બરાડા ના પાડો."

પોતાના બાળકના ખુનનું સ્મરણ થતાં ફરનાન્ડા ગભરાઇ. પણ તરતજ મનોભાવ છુપાવી બોલી: "કેરોલાઇન! આવા લવારાથી શું થવાનું છે? આ વાત તદ્દન બનાવટી અને જુઠી છે."

"એમ! એ વાત બનાવટી અને જુઠી છે! આહ! હજુ એ બાળકનું રૂદન મારા કાનમાં ગુંજી રહ્યું છે. તમે પોતેજ મને કહ્યું હતું કે તે તમારૂં બાળક હતું. તમને પ્રસવ થયા પછી પેલી રાક્ષસીએ તેને નદીમાં ફેંકી દીધું હતું. આ વાતની મેં પોલીસને ખબર આપી નહોતી તેથી મને એમ લાગે છે કે હું તમારા પાપની ભાગીદાર થઇ હતી" કેરોલાઇને કહ્યું.

હવે લોર્ડ હોલ્ડરનેસથી ન રહેવાયું. તે ફરનાન્ડાને થોડે દુર લઇ જઇ તેના કાનમાં કહેવા લાગ્યો: "ફરનાન્ડા! આ રાંડ જબરી બલા છે, એને ગમે તે રીતે મનાવી લઇ વિદાય કર."

"હા. વિદાય કરવીજ પડશે. પણ આપણે ડરી ગયા છીએ એમ બતાવવાની જરૂર નથી." ફરનાન્ડાએ પોતાના ધણીને કહ્યું. તે પછી તે કેરોલાઇન પાસે પાછી આવી.

"કેરોલાઇન! તું મને મળી તે વખતે મેં તારો સત્કાર ન કર્યો તે માટે ગુસ્સે થઇને મારા પર નકામા આળ ચઢાવી રહી છે પણ તેથી તને કંઇ લાભ થવાનો છે?" ફરનાન્ડા બોલી: "તું એક તાણો મારશે તો હું બીજો તાણો મારીશ. તું મને દોષિત ઠરાવે છે પણ તને ખબર છે કે ખલાસીના વેષમાં આરોપી કેરોલાઇન વોલ્ટર્સ મારા ઘરમાં બેઠી છે એટલી ખબર આપતાં તારે જેલની હવા ખાવા જવું પડશે?"

"એમ? તું મને ડરાવવા માગે છે? જા, તારાથી થાય તે કર."

"મને લાગે છે કે તું ટંટો કરવાજ આવી છે. ગાંડી, આપણે એક બીજાને દોષ દઇએ તેથી કોને લાભ થવાનો છે? જો, હું તને ચાહું છું. બોલ, તને કંઇ મદદ જોઇએ છે?" ફરનાન્ડા કેરોલાઇનને પટાવવા લાગી, કેરોલાઇન સમજી કે તેનું તીર વાગી ચુકયું છે.

"નહિ. મને તમારી પાસેથી કાણી કોડી પણ જોઇતી નથી. આજે અકસ્માત તમે મળી ગયાં તે સારૂં થયું. આજ સુધી જે ભેદ અંધારામાં હતો તે ખુલ્લો થઇ ગયો."

"કયો ભેદ?"

"ભેદ એ કે મીસીસ બીંડલીના ખુન માટે જેમ હું નિર્દોષ છું તેવીજ રીતે વીલીઅમ ડડલીના ખુન માટે આર્થર હટન પણ નિર્દોષ છે." કહી કેરોલાઇન સ્ફુર્તિથી બારણાં તરફ દોડી.

"સબુર! આવી રીતે નાસી જશે તે નહિ ચાલશે." ફરનાન્ડાએ તેનો હાથ પકડી તેને અટકાવી.

"મને શા માટે અટકાવો છો?"

"જો બહેન! જેવી રીતે આપણે મીસીસ બીંડલીના ઘરમાં બહેનપણી હતી તેવીજ રીતે ફરી બહેનપણાં બાંધીએ."

"હવે એ આશા છોડી દે!" કેરોલાઇન ગુસ્સાથી બોલી: "તું મોટાઇના ગુમાનમાં મને નાચીઝ કીડી સમજીને કચડી નાખવા માગતી હતી. પણ હવે સાવધાન! એ કીડી તને કાળી નાગણ થઇને ડંખ દેશે."

ફરનાન્ડા ચમકીને બે ડગલાં પાછળ હઠી ગઇ. એટલામાં કેરો-લાઇન વીજળીક વેગે ઓરડાની બહાર નીકળી ગઇ.

તે પાછી કાફીખાનામાં ગઇ. ત્યાં અનેક જણ મીસીસ લેડાનીજ વાત કરતા હતા. કેરોલાઇન એ બધાને છોડી પોતાના રૂમમાં ચાલી ગઇ.

"છોકરો ઘણો ચાલાક લાગે છે હો!" એક જણે ટકોર કરી.

"કોણ! પેલો ખલાસી! એના રંગઢંગ પરથી મને તો એ છોકરી જેવો લાગે છે!" બીજાએ જવાબ આપ્યો.

"ખલાસીના વેષમાં અહિં કઇ સ્ત્રી છે?" અચાનક આ વાત સાંભળી બીજા ટેબલ પર બેઠેલો કોલી પેલા માણસ પાસે જઇ બોલ્યો.

"તમે એવી સ્ત્રીની તપાસમાં છો?"

"હા."

પેલા માણસે ખલાસી જુવાનનું વર્ણન કર્યું. કોલીએ કાફીખા-નાના માલીકને પુછી કેરોલાઇનનો ઓરડો શોધી કાઢયો. કેરોલાઇન પોલીસ અમલદારને જોતાંજ ચમકી ગઇ. કોલીની ખુશાલીનો પાર રહયો નહિ. તે કેરોલાઇનને પકડી લઇ ગયો અને મીસીસ લીંડલીના ખુનના આરોપ માટે તેને ન્યુગેટ જેલમાં કેદ કરવામાં આવી.

# પ્રકરણ ૧૯૪ મુ.

## દસ્તાવેજોની ચોરી.

મી૦ રીગડનની ઓફીસમાંથી કેરોલાઇન બહાર ગઇ કે તરત રીગડનના નોકર ઓલફ્રેડે એક કાગળના ટુકડા પર નીચે મુજબ લખ્યુ.

"આટલે દહાડે આખરે કામ ફતેહમંદ થયું છે. આજે રાતે હું તમને આવી મળીશ."

ઓલફ્રેડ હેડક્લાર્કની સામે બેસતો હતો. પણ તેણે ઉપલો પત્ર સફાઇથી કવરમાં નાખી દીધો અને કંઇ બહાનું કાઢી બહાર જઇ તે ટપાલમાં નાખી પાછો પોતાને કામે લાગી ગયો.

ઓલફ્રેડ રીગડનનો નવો નોકર હતો તે વાંચનાર જાણે છે. પણ ખરૂં જોતાં તે જાસુસ હતો. લોર્ડ ફ્લોરેમલે ગેલોઝવીડો અને કેરોટી પોલને પોતાના કિંમતી દસ્તાવેજો પાછા મેળવવાનું કામ સોંપ્યું હતું અને રીગડન વિરૂધ્ધ પક્ષનો વકીલ હોવાથી એ દસ્તાવેજો તેની ઓફીસમાંજ હશે એવો તેને શક હતો. આ કિંમતી દસ્તાવેજો ઉડાવી લાવવા માટે ગેલોઝવીડોએ ઓલફ્રેડને રીગડનને ત્યાં નોકરી રાખ્યો હતો અને ઓલફ્રેડે સફાઇથી આજે એ કિંમતી દસ્તાવેજો જોઇ લીધા હતા તેથીજ તેણે ઉપલો પત્ર પોતાના સાથીઓ પર રવાના કર્યો હતો.

મી૦ રીગડન ઓફીસમાં બેસીને એક કેસના કાગળીઆ તપાસતો હતો એવામાં તેનો અસીલ લોર્ડ મોન્ટગમરી ત્યાં આવી પહોંચ્યો.

"પધારો, મારા લોર્ડ ! હું તમારોજ વિચાર કરતો હતો." તપખીરની ચપટી નાકમાં નાખતાં રીગડને લોર્ડ મોન્ટગમરીને આવકાર આપ્યો.

"કેમ ! કંઇ નવી ખબર છે ?" અર્લે ખુરસી પર બેસી પુછ્યું.

"ખાસ ખબર તો કંઇ નથી પણ તમારા ભાઇ લોર્ડ રેમંડ તરફથી કંઇ ખબર મળી નથી તેથી ચિંતા થાય છે. તમારે વેરવીક સાયર જઇ તમારા ભાઇને સમજાવવા પડશે. હવે કેસનો ચુકાદો

આવતાં વિલંબ થવાનો નથી. તમને લોર્ડ રેમંડનો પત્ર મળ્યો નથી ?"

"નહિં. મારા પર રેમંડનો બીલકુલ પત્ર નથી.' અર્લે દિલગીર થઇ કહ્યું.

"તમને યાદ હશે કે બે મહિના પહેલાં ચેન્સરી કોર્ટના માસ્તર મોન્ટગમરી વિરૂધ વેલંડન, રેમંડ વિરૂધ વેલંડન અને એમર વિરૂધ વેલંડનના ત્રણે કેસ સંબંધી રિપોર્ટ કરવાને તૈયાર હતા પણ આપણે લોર્ડ રેમંડને લંડનમાં હાજર કરી ન શકવાથી તેમની એફીડેવીટ રજુ કરવા માટે મુદત લેવી પડી હતી."

'બે મહિનાની મુદત મળી છે ને ?"

"હા. પણ તે ચાર પાંચ દીવસમાં પુરી થશે."

"તો તમે તમારા હેડ કલાકને વોરવીકશાયર મોકલી તપાસ કરાવો–પણ તે માલકન ફાર્મમાં નહિ મળે તો શું કરશું ? મને કંઇ સમજ પડતી નથી." મોન્ટગમરી મુઝાયો.

"ગમે તે રીતે લોર્ડ રેમંડને શોધી કાહડવાજ પડશે; નહિ તો તેમને ભારી નુકશાન થશે. તમારા વડીલોના વીલમાં લખ્યું છે કે લોર્ડ રેમંડ બાવીસ વર્ષ પુરાં કરે તે દિને અથવા તે પહેલાં અમુક સરતો પાળે તોજ તેને વોરવીકશાયરની એસ્ટેટ મળશે. તેમની જન્મ તારીખ જોતાં ૩૦ મી મેએ તેમને બાવીસ વર્ષ પુરાં થશે. માસ્ટર તા૦ ૩૧ મીએ રિપોર્ટ કરશે. લોર્ડ રેમંડ વીલની સરતો પાળે કે ન પાળે તે સાથે આપણને સંબંધ નથી. માસ્ટરનો રિપોર્ટ તેમની તરફેણમાં થઇ જાય એટલુંજ બસ છે. વીલની સરતો પાળવામાં આવી છે એમ હું લોર્ડ ચાન્સેલરને સમજાવી દઇશ."

"જો તે વીલ પ્રમાણે નથી વર્ત્યો એમ માલુમ પડે તો શું થશે?"

"તો વોરવીકશાયરની મીલકતમાંથી અરધો હીસ્સો તમને અને અરધો બેડી હોલ્ડરનેસને મળશે."

"આપણી જીત વિષે તમને કંઇ શક છે ?"

"ત્રણ મહિના પહેલાં તમે વોરવીકશાયરથી જે પુરાવા ભેગા કરી લાવ્યા હતા તેથી કેસનો રંગ બદલાઇ ગયો છે. મને લાગે છે કે લેડી વેલંડન હારી જશે."

"મી. રીગડન ! તમારી વાતથી મને આનંદ થાય છે. વારૂ, રેમંડની શોધમાં માણુસ ક્યારે મોકલશો ?" મોન્ટગમરીએ કહ્યું.

"આજેજ હું મારા હેડ કલાર્કને મોકલીશ."

"તો લો, હું રેમંડ પર ચીઠી લખી આપું છું." કહી લોર્ડ મોન્ટગમરીએ નીચેની ચીઠી લખીઃ—

"ભાઇ રેમંડ,

ત્રણ મહિનાથી તારી કંઇ ખબર નહિ મળવાથી માતુશ્રીને અત્યંત દુઃખ થાય છે. તારી લંડનમાં ખાસ જરૂર છે. ફરનાન્ડાના પ્રેમમાં નિરાશા મળવાથી તું ઉદાસીન થઇ ગયો છે તે યોગ્ય નથી. તું યુવાન છે. હિમ્મત રાખ. એવી ઘણી પ્રણયોની મળી રહેશે. માજીને દુઃખી કરવાનું તને યોગ્ય લાગે છે ?"

આ પત્ર વાંચી રીગડન બોલ્યોઃ "મારા લોર્ડ, મને માફ કરજો. હું ધારતો હતો કે લોર્ડ રેમંડ હાજર થાય તે તમને પસંદ નથી કેમકે તેની ગેર હાજરીથી તમને અને લેડી હોલ્ડરનેસને વોરવીકશાયરની મીલકત મળનાર છે. પણુ આ પત્ર વાંચ્યા પછી મારો સંદેહ દુર થઇ ગયો છે."

"મી. રીગડન ! હું એવો નીચ નથી કે મારા સગા ભાઇનું નુક-સાન કરૂં."

"યોગ્ય છે. મને માફ કરજો નામદાર !

"એમાં માફી માગવાની જરૂર નથી. આ પત્ર તમારા હેડ કલાર્ક સાથે રેમંડ પર મોકલી આપજો." કહી મોન્ટગમરીએ રજા લીધી.

"અલંના રંગ ઢંગ વિચિત્ર લાગે છે. તેણે રેમંડ પર આ પત્ર લખી આપ્યો છે છતાં તે તેની હાજરી પસંદ કરતો હોય એમ મને લાગતું નથી. ફરનાન્ડા સાથે અલંને ગાઢ સંબંધ છે. હશે. આપણે

શું ? નસીબ માલદાર છે એટલે વાંધો નથી." રીગડને આવા વિચાર કરી હેડ કલાર્કને બોલાવ્યો અને તેને એક મોન્ટગમરીનો પત્ર તથા મુસાફરી ખર્ચ આપી લોર્ડ રેમંડને બોલાવી લાવવા માટે તરત વોરવીકશાયર રવાના કર્યો. રીગડન કેસ નજીક આવવાથી સાંજના મોડે સુધી ઓફીસમાં બેસતો હતો. બધા કારકુનો વિદાય થઇ ગયા. ફક્ત ઓફીસ બંધ કરવા માટે ઓલફ્રેડજ રહ્યો.

રાતે નવ વાગે રીગડન ઓફીસ છોડી ગયો. ઓલ્ફ્રેડ તેને જતો જોઇ ખુશી થયો. રીગડન ગયા પછી અરધા કલાક સુધી તે ચુપ બેસી રહ્યો. હવે વકીલ ઘેર પહોંચી ગયો હશે એવી ખાત્રી થયા પછી ઓલ્ફ્રેડ કામે લાગી ગયો. ગજવામાંથી ચાવીનો ઝુમખો કાઢી તેણે રીગડનના ઓરડાનું તાળું ખોલી નાખ્યું. અને ટેબલ પરના દસ્તાવેજો જોવા લાગ્યો. પણ તેને જોઇતા કાગળો મળ્યા નહિ. તે પછી તેણે ટીનની પેટીઓ તપાસવા માંડી. અંતે તેને ફ્લોરેમલના ગુપ્ત દસ્તાવેજો મળી ગયા અને તે ગજવામાં સેરવી ઓફીસ બંધ કરી સીધો બેમર્સ સ્ટાફમાં પહોંચી ગયો.

બેમર્સ સ્ટાફમાં ગેલોઝરીડો અને કેરોટી પોલ દસ્તાવેજો જોઇને ઘણીજ રાજી થઇ. તેમને લોર્ડ ફ્લોરેમલ તરફથી આ કામ માટે મન ગમતું ઇનામ મળવાની ખાત્રી હતી. ઓલફ્રેડને શાબાશી આપી ગેલોઝરીડાએ તેને વીસ ગીની આપી. ગીનીઓ જોઇ ઓલ્ફ્રેડ રાજી રાજી થઇ ગયો અને તે ફીંચીન ગ્રેંડને લઇ મોજ કરવા ઉતરી પડયો. ગેલોઝરીડાએ દસ્તાવેજો સાવચેતીથી છુપાવી દઇ તે કાલે લોર્ડ ફ્લોરેમલને પહોંચાડવાનો વિચાર રાખ્યો.

## પ્રકરણ ૧૯૫ મું.

## પ્રેમીઓનું મિલન.

પોલીન ઓકટેવીઆને છોડાવવા માટે ગેબ્રીઅલીડોની સલાહ પ્રમાણે વર્તી. તે પાગલખાનાના ડાકટર વર્ટન પાસે જઇ બોલી: "જો તમે હમણાં ને હમણાં મારી બહેન ઓકટેવીઆને છોડી દેશો નહિ તો હું મેજીસ્ટ્રેટને અરજ કરી તમારૂં કાવતરૂં જાહેરમાં લાવીશ."

વરટન પોલીનનો ચહેરો જોતાંજ સમજી ગયો કે હવે ત્રણ પાંચ ચાલે તેમ નથી. તેણે ઓકટેવીઆને છોડી દઇ પોતાની સામે કેસ નહિ ચલાવવાની પોલીનને અરજ કરી. પોલીન બહેનને છોડાવી રાજી થઇ ગઇ. વરટનને સજા કરાવવા જતાં ઓકટેવીઆનો છુપો ભેદ પણ ખોલવો પડશે એમ ધારી તેણે તેને માફી આપી. બન્ને બહેનો એક મહિના પછી એકબીજીને વ્હાલથી ભેટી. ઘેર આવ્યા પછી પોલીનની પ્રેમાળ સારવાર નીચે ઓકટેવીઆ સારી થવા લાગી પણ હજુ તે પ્રિન્સનો વિશ્વાસઘાત ભુલી ન્હોતી.

બપોરે એકાદ વાગાનો સમય હતો. ઓકટેવીઆ એક ફુલ સાથે રમત કરતી સોફા પર પડી હતી. પોલીન બારી પાસે બેસી બાઇબલ વાંચતી હતી. તેણે લોર્ડ ફ્લોરેમલ પર ડેવરને શીરનામે પત્ર લખ્યો હતો તેનો જવાબ નહિ મળવાથી તે જરા ખિન્ન થઇ હતી.

પોલીન આવા વિચાર કરતી હતી એવામાં કોઇએ દ્વાર ખખડાવ્યા.

ઓકટેવીઆ ચોંકી.

"જો પ્રિન્સ માફી માગવા આવ્યા હોય—"

"બહેન ! એવી આશા ન રાખ. પણ કદાચ તે આવે તો ?"

"તો માફ કરી દઇશ."

પોલીન વીચારમાં પડી. ઓકટેવીઆ પ્રીન્સની ભયંકર દગાબાજીનો ભોગ થઇ પડી હતી; છતાં તે તેને માફ કરવાને તૈયાર હતી તો ફ્લોરેમલનો ગુન્હો તો નજીવો હતો. તેણે તેને માફ કરવાનો નિશ્ચય કર્યો.

એજ પળે ત્યાં લોર્ડ ફ્લોરેમલ આવી પહોંચ્યો તેને જોતાંજ પોલીન તેને વળગી પડી

"વ્હાલી ! આટલે દહાડે પણ તું મળી ખરી.' કહી ફ્લોરેમલ તેના પર ચુંબનોનો વરસાદ વરસાવવા લાગ્યો. પોલીને તેને પ્રતિ ચુંબન લેતાં કહ્યું.

"વ્હાલા ! થયું તે થયું. હવે ગઇ ગુજરી ભુલી જાઓ."

આ પ્રેમદર્શન જોઇ ઓકટેવીઆના આનંદનો પાર રહ્યો નહી. પ્રેમનો ઉભરો ખલાસ થયા પછી ફ્લોરેમલે ઓકટેવીઆ સાથે વાત કરી, પોલીન તેને પડખે બેઠી હતી.

"વ્હાલી ! હવે આપણા મનમાં જે ભ્રમ પેદા થયો હતો તે દુર કરી નાંખીએ. મેં સાંભળ્યું હતું કે તારા લગ્ન થવાની વાત છાપામાં છપાઇ હતી." ફ્લોરેમલે કહ્યું.

"તમને એમ કોણે કહ્યું ? એ વાત તદન જુઠી છે."

"અફસોસ ! મને જાણી જોઇને છેતરવામાં આવ્યો હતો. વારૂ, તેં અચાનક મારી સાથેનો સંબંધ શા માટે તોડી નાંખ્યો હતો ? તારી એવી ચીઠી મળ્યા પછીજ હું કુપથપર ચઢી ગયો હતો. પણ તે પહેલાં મેં તારા શીવાય બીજી કોઇ સ્ત્રીનો વિચાર પણ કર્યો ન્હોતો."

"ગેબ્રીલ ! હજુ પણ શા માટે જુઠું બોલો છો ? બુરખા નાચની રાતે તમે ફુલવાળીને જોતાંજ ઓળખી કાઢી નહોતી ?"

"વ્હાલી ! હું કસમથી કહું છું કે કોવેન્ટ ગારડનના બુરખા નાચમાં હું ગયોજ ન્હોતો." ફ્લોરેમલે ખેદ બોલ્યો.

"ખરેખર ! ત્યારે તો હું નકામી વહેમાઇ ! નીલો ડોમીનો પહેરીને આવેલો સખસ તમારાથી જરા લાંબો હતો એનો તેજ વખતે મને શક ગયો હતો."

"હા. હા. હવે મને સમજ પડે છે. મને એ નાચમાં આમંત્રણ થયું હતું અને તે માટે નીલો ડોમીનો મળ્યો હતો પણ મારા નોકર રાવને તે બાળી નાખવાનો હુકમ કરવા છતાં તેણે તે બાળી નાખ્યો ન્હોતો. અને એ ડોમીનો પહેરીને કોઇ બીજો માણસ નાચમાં ગયો હતો."

"વ્હાલા ! ત્યારે તો મેં મોટો અન્યાય કર્યો. મને માફ કરો."

"વ્હાલી ! માફી તો મારે માગવી જોઇએ. મને માફ કર વ્હાલી ! તું તે દિવસે શા માટે નાચમાં ગઇ હતી ?"

"આ ચીઠી વાંચો "કહી પોલીન એક ચીઠી લઇ આવી. ફ્લોરેમલ તે જોતાંજ સમજી ગયો કે તે રાવ અથવા કેરોલાઇનની લખેલી હતી. એ ચીઠીમાં ફ્લોરેમલ વફાદાર પ્રેમી નથી અને તે રાતે બુરખા નાચમાં એક સ્ત્રીને મળવાનો છે એ વાત લખી હતી.

"હું ધારતો હતો તેમજ થયું છે. આ ચીઠી લખનારી સ્ત્રી ઘણી બદમાસ છે. પણ હવે તો તારી ખાત્રી થઇને કે નાચમાં હું ગયો ન્હોતો."

"હા. વ્હાલા ! એ નાચમાં આ ચીઠી લખનારી સ્ત્રી મને જીપ્સીના વેશમાં મળી હતી અને તેની સલાહથી મેં તમારો પ્રેમ સબંધ તોડી નાખ્યો હતો."

"વ્હાલી ! એ સ્ત્રીનું નામ કેરોલાઇન વોલ્ટર્સ છે. મેં તેને પ્રથમ ભ્રષ્ટ કરી હતી તેથી તે મારા પર વેર લેવા ફરતી હતી. પણ હવે તે મીસીસ લીંડલી નામની દાયાના ખુન માટે પકડાઇ ગઇ છે."

"અફસોસ ! મીસીસ બેસ પણ ખુનના આરોપસર પકડાવાની ખબર મળી છે."

"હા."

"વારૂ એન્જલ ! તમારો ડોમીનો પહેરીને નાચમાં કોણ આવ્યું હતું તે તમે જાણો છો ?"

"હશે. કેરોલાઇનનો કોઇ મિત્ર હશે. એ વાત જવા દે. બોલ, વ્હાલી ! હવે તું મારી પત્ની કયારે થશે ?"

પોલીને ફ્લોરેમલના કાનમાં કંઇ વાત કરી. તે સાંભળી તે અત્યંત પ્રસન્ન થયો અને બન્ને પ્રેમીઓ એકબીજાને ચુંબન દેવા લાગ્યાં.

## પ્રકરણ ૧૯૬ મું.

## ખુની કોણ છે!

આથર હટન પોતાના નોકર વીલીઅમ ડડલીનું ખુન કરવાના આરોપ માટે સેશન્સ કમીટ થઇ ન્યુગેટ જેલમાં સડતો હતો. કેરોલાઇન વોલ્ટર્સને ગીરફતાર કરી એજ જેલમાં રાખવામાં આવી હતી. આર્થર અમીરી વયભવમાં ઉછર્યો હતો તેથી જેલમાં તેની તબીઅત લથડવા આવી હતી. તે પોતાની કોટડીમાં શોકમગ્ન થઇ બેઠો હતો એવામાં જેલના નોકરે કેરોલાઇન વોલ્ટર્સ નામની સ્ત્રી તેને મળવા માગે છે એવી ખબર આપી. આર્થરે તેને મળવાની તરત હા પાડી. આ સમયે જેલના કાનુનો સખત ન્હોતા તેથી કેરોલાઇન પાસેથી થોડાક પઇસા મળતાં જેલના નોકરે તેને આર્થરની મુલાકાત કરવાની રજા આપી હતી.

"હું એક કલાક પછી આવીશ." કેરોલાઇનને આર્થરના ઓરડામાં મુકી જતી વખતે જેલનો નોકર બોલ્યો.

"મી. હટન!—" બારણું બંધ કરી કેરોલાઇને ગંભીર અવાજે વાત શરૂ કરી: "હું તમારી પાસે એટલા માટે આવી છું કે તમારૂં ને મારૂં નસિબ સરખુંજ છે. તમે અને હું બંન્ને નિર્દોષ છીએ. અને તે માટે ખરા ખુનીને પકડાવવામાં આપણે એક બીજાને મદદ કરવી જોઇએ."

"તમે શું કરવા માગોછો?"

"જેણે વીલીઅમ ડડલીનું ખુન કર્યું છે તેણેજ મીસીસ લીંડલીને પણ મારી નાખી છે એવો વહેમ તમને કદી આવ્યો ન્હોતો?

"આહ! મીસ વોલ્ટર્સ! તમે આબાદ મારા મનનીજ વાત કરી. પણ શું એ બનવા જોગ છે?"

"શું બનવા જોગ નથી? બન્ને ખુનો ફરનાન્ડાએ કર્યા છે તે વિષે તમને જરા પણ શક છે? તમારા ને લેડી હોલ્ડરનેસના પ્રેમ કીસ્સાની મને ખબર છે. ફરનાન્ડાને પ્રસવ થયો ત્યારે હું તેજ

ઘરમાં હતી. અને તેણે પોતાના બાળકને મારી નાખ્યુ હતુ તે તે પણ હું જાણું છું."

"બાળકને મારી નાખ્યું હતું? મારા બાળકને મારી નાખ્યું હતું?" આર્થર બેચેન થયો.

"હા."

"તો હવે એ રાંડ પર જરા પણ દયા કરવાને હું તઇયાર નથી."

"મી. ઇટન! ફ્રરનાન્ડા રાક્ષસી છે. જે પેટના બચ્ચાનું ખુન કરે તે બીજાના ખુન કરે તેમાં નવાઇ શી છે? જે ભયંકર ગુન્હા માટે આપણે ગીરફતાર થયા છીએ તે માટે ખરી ગુનેહગાર ફ્રરનાન્ડા છે. હું જ્યારે મીસીસ લીંડલીના ઘરમાં હતી ત્યારે તેણે તમારા પર વેર લેવાની પ્રતિજ્ઞા કરી હતી. હું પણ વેર લેવા માગતી હતી અને ફ્રરનાન્ડાએ મને એક છુપું ઝેર આપવાનું વચન આપ્યું હતું. પણ તે અચાનક દયાનું ઘર છોડી ગઇ. ગઇ કાલેજ તે મને પાછી મળી ત્યારે મને ખબર મળી કે તે લેડી હોલ્ડરનેસ થઇ ગઇ છે. હવે જરા વિચાર કરી જુઓ. તમે છુપા ઝેરથી બીમાર પડયાં હતા. એ ઝેર તેણે મીસીસ લીંડલી પાસેથી લીધું હતું અને તમારા નોકર વીલીઅમ ડડલીને ફોડી તે તમને ઝેર અપાવતી હતી. પછી અચાનક તમે સાજા થઇ ગયા. ફ્રરનાન્ડાની આશા ન ફળી. પણ એ રાક્ષસી નિરાશ થાય તેવી નહોતી. તેનો ભેદ વીલીઅમ અને લીંડલી જાણતાં હતાં. બન્નેના એકજ રાતે ખુન થયા. બન્ને ગુનહા માટે આપણે પકડાઇ ગયાં અને એ બલા છુટી ગઇ. હું ગઇ કાલે ફ્રરનાન્ડા અને તેના ધણીને મળી હતી. તેઓ સાથે થયલી વાતચીત પરથી મારી ખાત્રી થઇ છે કે બન્ને ગુનેહગાર છે."

"ત્યારે તો ધણી ધણીઆણી બન્ને ફાંસીએ જશે."

"હા. અને આપણી નિર્દોષતા સાબીત થઇ જશે."

આર્થરે તે પછી કેરોલાઇનને પોતની કહાણી કહી. મીસીસ લીંડથીને ત્યાં એક ચોપડીમાંથી તેને "વારસોનો દોસ્ત" નામનું ઝેર અને તેના ઉતારનું પ્રીસ્ક્રીપ્શન મળ્યું હતું. ઉતારને પ્રતાપે તે સાજો થયો હતો. ફરનાન્ડા અને વીલીઅમ એક રાતે તેનું ખુન કરવા આવતાં પકડાઇ ગયા હતા, તેણે ફરનાન્ડાને માફી આપી હતી, વીલીઅમ પસ્તાઇને સુધરી ગયો હતો વિગેરે બધી વાતો કહી અને બન્નેની ખાત્રી થઇ કે ખુની ફરનાન્ડાજ છે.

આ સમયે જેલનો ચપરાસી પાછો આવ્યો અને કેરોલાઇનને બહાર લઇ ગયો. બીજે દિને આર્થરને મળવાનું વચન આપી કેરોલાઇન પોતાની કોટડીમાં ગઇ.

# પ્રકરણ ૧૯૭ મું.

## મારસ્પોનેશની તપાસ.

વોરવીકશાયર પરગણામાં વેલંડન નામનું ગામ હતું. ગામની ચારે બાજુએ સુંદર વૃક્ષોની ઘટા હોવાથી ત્યાંની કુદરતી લીલા રમણીય લાગતી હતી. તેમાં એક પુરાણું દેવળ હતું. દેવળની જોડેજ કબ્રસ્તાન હતું અને તેમાં એટલી જુની કબરો હતી કે ઘણી કબરો પરના નામો પણુ ભુંસાઇ જવા આવ્યા હતા.

એજ ગામમાં વેલંડન આર્મ્સ નામનુ એક શરાબખાનું હતું. બપોરે બે વાગાને શુમારે એ શરાબખાના આગળ એક ગાડી આવી ઉભી રહી અને તેમાંથી વેલંડનની મારસ્પોનેસ સાથે તેનો એક વિશ્વાસુ નોકર અને એક દાસી ઉતર્યા. હતાં ઘણે સમયે મારસ્પોનેસને આવેલી જોતાંજ શરાબખાનાનો માલીક અને તેની પત્ની ખુશી થયા. બહુ માનપુર્વક તેઓ મારસ્પોનેસને ઘરમાં લઇ ગયાં. ખબર પડતાં ગામનો પાદરી પણુ આવી લાગ્યો.

મી૦ રોબર્ટ્સ!" મારસ્પોનેસે પાદરી આવતાં સાથેજ તેને કહ્યું: "હું દેવળ તપાસવા આવી છું માટે જલદીથી કબર પરના પત્થર ઉઠાવનારા મજુરોનો બંદોબસ્ત કરો."

"જેવી આજ્ઞા! લોર્ડ મોન્ટગમરી અને લેડી હોલ્ડરનેસના માણુસો કબર તપાસવા આવ્યાં હતા તે તો તમે જાણુતાજ હશો." પાદરીએ કહ્યું.

"હા મોન્ટગમરીવાળા તરફથી રજુ થયલી એફીડેવીટમાં તેના પુરાવા દાખલ કરવામાં આવ્યા છે. મી. રોબર્ટ્સ! એકવાર અર્લ પોતેજ અહિં આવ્યો હતોને?"

"હા. ત્રણેક મહિના પર અર્લ આવ્યા હતા અને ગામના વૃધ્ધો પાસેથી કેટલીક ખબર મેળવી ગયા હતા."

"વારુ, આ ગામમાં મોન્ટગમરીના પક્ષકારો કેટલાં છે?"

"બહુ થોડા. આખું ગામ તમે કેસ જીતો એમ ચાહે છે. ચેપમેન નામનો પત્થર ફોડીઓ, મી. અને મીસીસ ક્રોસ્ટીન અને

ઓગ્ટીનની વિધવા બહેન જુલમેન તમારી વિરૂધ્ધ છે. ઓસ્ટીન દંપતિ માઉન્ટ ફાર્મ જવાના રસ્તા પર બે એક માઇલ દુર રહે છે અને જુલમેન કલીંગટનમાં રહે છે. એ બુઢી બહુ ખરાબ છે." પાદરીએ કહ્યું.

'કલીંગટન તો અહિંથી પચાસ માઇલ દુર છે તેને આ ગામની શી ખબર પડે ?"

"પહેલાં એ ડોશી અહીં રહેતી હતી."

"વારૂ, મોન્ટગમરીએ તમને શું કહ્યું હતું ?"

"તેણે મરણનું રજીસ્ટર અને કબર તપાસવાની માગણી કરી હતી. રજીસ્ટર બતાવવામાં મને વાંધો ન્હોતો. પણ યોગ્ય મંજુરી વિના કબર ખોદવા દેવાની મેં ના પાડી હતી. મારી વાત સાંભળી તેણે કબર તપાસવા માટે કોરટના હુકમ સાથે માણસ મોકલવાની વાત કરી અને તે પછી મને કહ્યું કે "મારસ્યોનેસે અદાલતમાં એક વેચાણખત રજુ કર્યું છે તેના પર કેસનો સઘળો આધાર છે. એમ કહેવાય છે કે છેલ્લા મારકવીસ ઓફ વેલંડને તે પર સહી કરી છે. બક્ષીસ નામા પરની સહી ઇ. સ. ૧૭૪૫ ના સાલની છે પણ મેં ૮૪, ૭૩ અને ૬૪ વર્ષના ત્રણ વૃધ્ધોને પુછીને ખબર કાઢી છે કે સહી કરનાર મારકવીસ ૧૭૪૩ માં મરી ગયા હતા. આ વાત સાચી ઠરે તો મારસ્યોનેસનું વેચાણખત બનાવટી પુરવાર થાય તેમાં કંઇ શક નથી." રોબર્ટસે વાત પુરી કરી.

"વારૂ-હવે દેવળમાં જવાનો બંદોબસ્ત કરો." મારસ્યોનેસ બોલી. પાદરી વિદાય થયો. તે પછી મારસ્યોનેસે પોતાના બન્ને નોકરોને ઓરડામાં બોલાવ્યા.

આમાં એક દાસી હતી. તે પચાસ વરસની ભરતીમાં આવી હતી; છતાં તે વૃધ્ધા થઇ ન્હોતી. તેના વદન પર હજુય મનોહરતા જણાતી હતી. તેની રીતભાત, કપડાં લતાં કોઇ સાધ્વી જેવાં હતાં.

બીજો પુરૂષ નોકર હતો. તે ચાળીસેક વર્ષનો હતો. તેનો પોષાક સારા ગૃહસ્થ જેવો હતો. શરીર રૂષ્ટપુષ્ટ હતું. વાતચીત સંસ્કારી

હતી. વિધવા મારસ્પોનેસના બન્ને ખાનગી અને વિશ્વાસુ નોકરો હતાં. ઓરડામાં હવે ત્રણુજ જણાં હતાં એટલે ત્યાં જતાં વાર દાસદાસીએ શિષ્ટાચારને પ્રણામ કર્યા. દાસી તરત ખુરશી પર બેસી ગઇ. નોકર સોફા પર પડયો.

"શું ખબર છે વ્હાલી ?" નોકરે પુછ્યું.

"વ્હાલા રીચર્ડ !" મારસ્પોનેસ હસીને બોલી: "બહુ સારી ખબર મળી છે રીચર્ડ ! માલ્ડન ફાર્મ જવાના રસ્તા પર અહિંથી બે માઇલ દુર મી. અને મીસીસ ઓસ્ટીન રહે છે અને કલીગટનમાં બુશમેન નામની ઓસ્ટીનની વિધવા બહેન રહે છે. એ ત્રણુ જણુની તપાસ તારે કરવાની છે."

"વારૂ, કબર ખોદનારની કંઇ ખબર મળી ?"

"હા. એ પત્થર ફોડીઆનું નામ ચેપમેન છે. મારગરેટ ! હું દેવળમાં જાઉં છું તેટલામાં તું ચેપમેન પાસે જા અને તેને ગમે તે રીતે આપણા પક્ષમાં લઇ લે. એની સાક્ષી બહુ જરૂરી છે.

"હું હમણાંજ ઓસ્ટીન પાસે જાઉં છું."

"હા. જા. પઇસા છે ને ?"

"હા." કહી રીચર્ડ ઉભો થયો અને તેણે મારસ્પોનેસને છાતી સરસી લગાવી તેના મધુરા ઓઠ પર ચુંબન લીધું. મારસ્પોનેસ પણ ઉન્મત થઇ તેને ચુંબન લેવા લાગી. એવામાં મારગરેટ બોલી ઉઠી: "સાવધાન ! કોઇ આવતું લાગે છે."

તરત બન્ને છુટાં પડી ગયાં અને મારગરેટ અને રીચર્ડ જાણે મારસ્પોનેસની તહેનાતમાંજ ખડા હોય તેમ ઉભાં રહ્યાં. એજ વખતે પાદરી રોબર્ટસ ઓરડામાં દાખલ થયો. મારસ્પોનેસ ગંભીર અદાથી સોફા પર બેઠી હતી. તે પોતાના નોકર રીચર્ડની આશક હશે એવો કોઇ પણ ભાવ તેના ચહેરા પર દેખાતો ન્હોતો.

"રીચર્ડ ! તું જલદી જા અને મેં જે કામ કહ્યું તે કરી આવ"

"તમે તેની ફીકર ન કરો." કહી અદબથી સલામ કરી રીચર્ડ બહાર ગયો.

"મારગરેટ ! તું પણ સાથે આવ."

"જેવી આજ્ઞા." કહી હસી વિદાય થઈ.

"દેવળમાં જવાનો બધો બંદોબસ્ત થઈ ગયો છે." પાદરીએ કહ્યું.

તરત માસ્કેરેનેસ પાદરી સાથે દેવળમાં ગયા. નોરવીચ અને તેનો મદદનીશ લંટન રોબર્ટના હુકમ મુજબ કબર ખોદવાના હથીઆરો લઈ દેવળ પાસે ઉભા હતા. બધાં દેવળમાં દાખલ થયા. ત્યાં એક એકાંત જગા પાદરીઓની પ્રાર્થના માટે નક્કી કરી હતી. તેની સામે એક પત્થરની દિવાલ હતી. દિવાલની પેલી પાર વેલંડન વંશના મરહુમ નરનારીઓના ટુંક જીવનની તખ્તીઓ એક જગાએ લગાડેલી હતી.

"ભોંયરામાંની કબરો જોવા જવાના દાદર પરનો પત્થર ઉઠાવો." માસ્કેરેનેસે હુકમ કર્યો.

નોરવીચે થોડીવારમાં પત્થર ઉપાડયો. અને નોરવીચ, લંટન, માસ્કેરેનેસ અને પાદરી દાદર ઉતરી ભોંયરામાં ગયાં. આ ભોંયરૂં ઘણું મોટું હતું તેમાં અનેક કોફીનો હતાં. બધાં ભોંયરામાંથી જતાં હતાં એવામાં નોરવીચે અચાનક ભયથી ચીસ પાડી.

"શું છે ?" માસ્કેરેનેસ ગભરાઈ.

"આ જુઓ—" કહી નોરવીચે ફાનસ ઉંચું કર્યું.

બધા એ દેખાવ જોઈ ગભરાયા; એક કોફીન ખુલ્લું પડયું હતું અને તેમાંની લાશ બહાર નીકળી પડી હતી.

"અરે ! આવી બેદરકારીથી કોની લાશ રાખવામાં આવી છે ?" માસ્કેરેનેસે પુછયું.

નોરવીચે ફાનસ ઉંચું કરી કોફીનના ઢાંકણા પર મરનારનું નામ જોવા ગયો.

"મને તો લાગે છે આ લાશ વીશેક વર્ષની છે. શરીર ગળી ગયું નથી પણ ફુલી જવાથી કદરૂપું થઈ ગયું છે. આંગળીમાંની વીંટી કોઈએ જોર કરીને કાઢી લીધી લાગે છે. મેં મસાલાવાળી ઘણી લાશ જોઈ છે પણ સડયા વિના કદરૂપી થયેલી કોઈ લાશ

જોઈ નથી. મને લાગે છે કે આ બીચારાને કોઈએ ઝેર દીધું હશે.!" નોરવીચ લાશ જોઈ બોલ્યો,

"લાશ કોની છે ?" લંટને પુછ્યું.

"અરે ! આ શું ? ઇ. સ. ૧૭૭૫ ! આ તો મારક્ષોનેસના સ્વામી મારક્વીસ ઓફ વેલંડનની લાશ છે" નોરવીચ નામ વાંચી બોલ્યો.

"લાસને કોઇ કપડાથી ઢાંકી દો. સબુર ! હું કપડું લઈ આવું છું" પાદરી બોલ્યો.

" નહિ. તમારે જવાની જરૂર નથી." મારક્ષોનેસ તેનો હાથ પકડી બોલી "મી. નોરવીચ ! તમે કાંઇ ચીજ જોઇ તમારા મનમાં આવે તે બોલી નાખો છો તે ઠીક નથી."

"માફ કરો. મારક્વીસે ઝેર ખાઇ આપઘાત કર્યો હતો એ વાત મેં જાણી જોઇને કહી ન્હોતી હું એ શબ્દો બોલ્યો ત્યારે મેં નામ પણ વાંચ્યું ન્હોતું." નોરવીચ બોલ્યો.

"વારૂ–વારૂ હું તમને માફ કરૂં છું. તમારે જાણવું જોઇએ કે મુઆ પછી શબની હાલત અનેક જાતની થઇ જાય છે. ખરી વાતને મી. રોબર્ટ !"

"જી હા."

"મી. રોબર્ટસ ! મારા મૃત સ્વામીને હું બહુ ચાહતી ન્હોતી પણ તેમની મારા પર ઘણી પ્રીતિ હતી તેથી હું તેમનું અત્યંત માન રાખતી હતી." મારક્ષોનેસ આંખમાંથી આંસુ લાવી બોલી.

"હું તમારી વાત સાંભળી ઘણો રાજી થયો છું." નોરવીચે કહ્યું: "ચેપમેન લોકોમાં એમ કહેતો ફરે છે કે તમે મારક્વીસને ધિક્કારતા હતા અને કોઇ બીજાના પ્રેમમાં પડયાં હતાં."

"ચુપ રહે નોરવીચ !" પાદરી ખીજવાયો.

"નિંદા ખોરોની જીભને કંઇ તાળા દેવાય છે ? નોરવીચ ! મને તારી વાતથી ગુસ્સો ઉપજતો નથી જો, મારા સસરાની લાશ પર

મરણની સાલ કઇ છે? એ ૧૬૪૫માં મરી ગયા હતા. વળી કોફીન પર ૧૭૪૩ની સાલ છે કે?"

"હા. આજ તમારા સસરાની લાશ! બરાબર-૧૭૪૩ નીજ સાલ છે." નોરવીચે ફાનસના પ્રકાશમાં બીજી લાશના કોફીન પરનું લખાણ જોઇ કહ્યું.

"વાહ-એ તખ્તી સ્ક્રુ સાથે કાઢી લો. મી. રોબર્ટસ! તમે એને બરાબર જોઇ લો કેમકે વખત આવ્યે તમારી સાક્ષીની જરૂર પડશે."

"જેવી આજ્ઞા."

નોરવીચે કોફીન પરની તખ્તી સ્ક્રુ સાથે કાઢી રોબર્ટને આપી. માર્કવીનેસ બધાની સાથે ભોંયરામાંથી બહાર નીકળી ત્યાં આવી તેણે નોરવીચ અને લંટનને પોતાના ધણીની લાશની સંભાળ રાખવાનું કહી ઇનામ આપી રાજી કર્યા અને રોબર્ટસને પેલી તખ્તી તથા સ્ક્રુ એક કાગળમાં બાંધી તે પર સીલ મારવાનું કહ્યું. તરત તેના હુકમનો અમલ થયો. તે પછી માર્કવીનેસે મૃત્યુનું રજીસ્ટર માગ્યું. પાદરીએ મરનારોના નામની નોંધ પોથી રજુ કરતાં માર્કવીનેસે તે તપાસી જોઇ અને તેમાંથી અમુક નોંધ પાદરીને બતાવી તે યાદ રાખવાની આજ્ઞા કરી.

તે પછી તે હોટલમાં ગઇ અને માર્ગરેટ સાથે ગાડીમાં બેસી ત્યાંથી રવાના થઇ ગઇ.

## પ્રકરણ ૧૯૮ મું
## રેમંડની લાશ.

વેલંડન ગામ છોડયા પછી લગભગ એક કલાકમાં મારસ્પોનેસની ગાડી માલ્ડન ફાર્મ પાસે જઇ પુગી. રસ્તામાં મારગરેટે તેને ખબર આપી કે બુઢો ચેપમેન તેના પક્ષમાં આવે તેમ નથી. મારસ્પોનેસને હવે તેની પરવા ન્હોતી. રસ્તામાં રીચર્ડની ગાડી નહિ જણાયાથી તે કલીંગટન ચાલ્યો ગયો હશે એમ બન્નેએ ધારી લીધું હતું. ગાડી માલ્ડન ફાર્મ પાસે ગઇ તે પહેલાં તે એક નદી પાસેથી પસાર થઇ હતી. એ નદી પર પુલ બંધાતો હતો. આ પૂલ જોતાંજ મારસ્પોનેસે મારગરેટની આંખ સાથે આંખ મેળવી કહયું: "આજ પૂલ! પણ આ બધા પુરાવા ભેગા કરીને હું શું કરીશ? જેને હું દીલ આપી ચુકી છું તે તો હવે મળવાનો નથી તો આ જાગીર અને દોલતને શું કરીશ?"

"તું નકામી નિરાશ થાય છે, લોરા!" તેની દાસીએ ધીરજ આપી. લોરા કંઇ બોલી નહિ. તેણે એક દીર્ઘ નિશ્વાસ નાખ્યો એટલામાં ગાડી માલ્ડન ફાર્મમાં જઇ પુગી. ગાડીમાંથી ઉતરતાંજ આ ઘરના રખેવાળ મી૦ બ્રુક્સ અને તેની પત્નીએ પોતાની શેઠાણીને આવકાર આપ્યો. અગાઉથી ખબર મળેલી હોવાથી બ્રુક્સે મારસ્પોનેસ માટે સુંદર ભોજન તૈયાર રખાવ્યું હતું. બ્રુક્સને બાતાલીક વરસનો એક છોકરો અને બારેક વર્ષની છોકરી હતી. આ ચારે જણ મારસ્પોનેસને ખુબ ચાહતાં હતાં. લોરા અને મારગરેટ તેઓ સાથે બેસી ભોજન લીધું અને ભોજન લીધા પછી મારસ્પોનેસે પોતાના કામની વાત ઉપાડી.

"લોર્ડ રેમંડ કયાં છે?"

"તમને કંઇ ખબર નથી?" બ્રુક્સ અજાયબીથી બોલ્યો.

"નહિ. કેમ! તેમને કંઇ થયું છે?"

"આજે ત્રણ મહિનાથી લોર્ડ રેમંડ કોઇ જગાએ નાસી ગયા છે. તેમનો પતોજ નથી."

"તમને કહ્યા વિનાજ ચાલ્યા ગયા!"

"હા. તેમનું મગજ ઠેકાણે ન્હોતું. વારંવાર તે મને ઉતર તરફ ચાલ્યા જવાની વાત કરતા હતા. ગયા ફેબ્રુઆરીમાં એક રાતે તે અહિં સુતા હતા અને સ્હવારે—"

"બાપા! ૨૬ મી ફેબ્રુઆરીએ—" જુકસનો છોકરો બોલ્યો.

"તને તારીખ યાદ છે?"

"હા. કેમકે તે દિવસે પુલના પુસ્તા પર લટકતો એક પત્થર એની મેળે તુટી પડ્યો હતો—"

"શું? અકસ્માતથી?" માસ્ક્યોનેસે પુછ્યું.

"નહિ. અચાનકજ તુટી પડ્યો. સારે નસિબે કોઇને ઇજા થઇ ન્હોતી. સ્હવાર થતાં પત્થર એની મેળેજ પુસ્તકના ખાડામાં જઇ બેઠો હતો. શનિવારે રાતે અમે પત્થર ટાંગ્યો હતો. પુસ્તાના ખાડામાં જરીપુરાણા સીક્કા નાખવાની ક્રીયા કરવાની હતી તેથી પત્થર ખાડામાં નાખ્યો ન્હોતો. પણ સોમવારે સ્હવારે જતાં જણાયું કે પત્થર પોતેજ પોતાની જગાએ જઇ બેઠો છે તો પછી એ ક્રીયા કરવાની કંઇ જરૂર નથી."

"શું મેં પુસ્તાની નીચે નાખવા માટે જુના સીક્કા મોકલ્યા હતા તે નાખવાની ક્રીયા થઇજ નથી?"

"જી—નહિ."

"એ તો ઘણું ખોટું થયું. નવો પુલ બાંધતી વખતે પુસ્તામાં એક બાટલી શરાબ અને જુના સીક્કા નાખવાનો રિવાજ જુના જમાનાથી ચાલ્યો આવે છે. એ રિવાજ તોડીને હું મારી પ્રજાને દુઃખી કરવા માંગતી નથી."

"તમારી વાત સાંભળી મને આનંદ થાય છે. અહિંના લોકો કહે છે કે પહેલીજ ક્રીયા થઇ નથી એટલે પુલ સલામત નહિ રહે."

"કાલને કાલ પત્થર પાછો ઉઠાવી એ ક્રીયા કરાવવાનો બંદોબસ્ત કરો." માસ્ક્યોનેસે હુકમ કર્યો. તેનો હુકમ સાંભળી જુકસ પરિવારના

આનંદનો પાર રહ્યો નહિ. બ્રુકસનો પુત્ર કાલની ક્રીયાનો બંદોબસ્ત કરવા અને ગામના લોકોને ખુશખબર આપવા બહાર ચાલ્યો ગયો.

"મી૦ બ્રુકસ! અહિં કોઇ વકીલનો માણસ આવ્યો હતો?" મારસ્યોનેસે પુછ્યું.

"હા. કોઇ વકીલનો હેડ કલારક આવ્યો હતો. તેણે લોર્ડ રેમંડ વિષે મને અનેક સવાલ પુછ્યા હતા—ગામમાં પણ ઘણી તપાસ કરી હતી. પણ તેને રેમંડની કંઇ ખબર ન પડી ત્યારે તે નિરાશ થઇ ગયો હતો. તે કહેતો હતો કે તા૦ ૩૦ મી મેની મધરાત સુધીમાં રેમંડનો પત્તો મળવોજ જોઇએ; નહિ તો આ એસ્ટેટો પર તેનો કંઇ હક્ક રહેશે નહિ."

"આજે ૨૯ મી મે તો થઇ—"

"હા. એ બિચારાનો પત્તો મળે તો સારૂં."

આ વાત આટલેથી અટકી અને મારસ્યોનેસ મારગરેટ સાથે ઓરડામાં આરામ લેવા ચાલી ગઇ

બીજે દિને સ્હવારે પુલના પુસ્તાની ક્રીયા જોવા માટે આખું ગામ ભેગું થયું હતું. રીમડનનો હેડ કલાર્ક હજુ ત્યાંથી વિદાય થયો ન્હોતો એટલે તે પણ આ ક્રીયા જોવા આવ્યો હતો. મારસ્યોનેસ આવતાંજ કેટલાક માણસોએ સાથે મળીને મહા મહેનતે પુસ્તા પરનો પત્થર ઉંચક્યો. પત્થર ઉંચકતાંજ ભયંકર બદબો આવી. આ બદબોથી સઘળાં ચોંક્યા. બ્રુકસના છોકરાએ બે ત્રણ જણની મદદથી ખાડામાંથી બદબોવાળી ચીજ બહાર ખેંચી કાઢી અને તે સડેલી ગંધાઇ ગયલી લાશ જોતાંજ તે ચીસ પાડી બોલી ઉઠયોઃ "અરે! આ તો લોર્ડ રેમંડની લાશ—"

લોર્ડ રેમંડનીજ તે લાશ હતી. પગો તેનાજ હતા. ગજવામાંના ઘડીઆળના ચુરેચુરા થઇ ગયા હતા. ખીસામાં કાગળ પત્રો પણ કાયમ હતા. પણ તે વંચાય તેવા ન્હોતા.

"આ આપઘાત હશે કે ખુન?" મારસ્યોનેસ ગંભીર સ્વરે બોલી.

"મેડમ ! ખુન !" રીગડનેનો ક્લાર્ક બોલી ઉઠયો: "જુઓ મર-નારના મ્હોમાં ડુચો છે."

"હા. બરાબર ! મને આ ગામના લોકો પર આ ગુન્હા માટે જરા પણ શક નથી"

એક બીજો બોલ્યો: "લોર્ડ રેમંડ ગુમ થયા તેજ દહાડે પત્થર તુટી પડયો હતો ને ?"

"હા." બ્રુકસના છોકરાએ જવાબ આપ્યો.

"તે દહાડે સ્હવારના પહોરમાં નદિ કિનારા પરના રસ્તા પરથી એક ગાડી વીજળીક વેગે પસાર થતી મેં જોઇ હતી."

"એ ગાડીમાંના બદમાસોનુંજ આ કારસ્તાન હોવું જોઇએ." રીગડનનો ક્લાર્ક બોલ્યો.

મા-સ્થોનેસ માલ્ડન હાર્મમાં ગઇ તેણે રેમંડની લાશ ઠેકાણે પડાવી. અને બ્રુકસ પરિવારને તેણે ધીરજ આપી કે લોડ રેમંડના ખુનનો આરોપ તેઓ પર આવે એવી તેઓએ જરા પણ બીક ન રાખવી. રીચર્ડ અહિં આવવાનો હતો તેથી તે આવે કે તરત તેણે લંડન આવવું એવી ચીઠી લખી મારસ્થોનેસ પોતાની દાસી સાથે માલ્ડન હાર્મ છોડી લંડન જવા ઉપડી ગઇ.

## પ્રકરણ ૧૯૯ મું.

### જુના મિત્રો.

આલ્ડન ફાર્મમાં આ બનાવ બન્યો તેજ દિને બપોરે બે વાગે બીગલ્સ ઘોડેસ્વાર થઇ એજવર રોડ પરથી જતો હતો એવામાં તેની નજર રોઝ ફોરસ્ટર પર પડી. ટીમ તેને ઘણા વખતથી શોધતો હતો. રોઝને જોતાંજ તેણે ઘોડાને દોડાવી રોઝને પકડી પાડી અને તેને સંબોધીને કહ્યું. "મીસ ફોરસ્ટર !"

રોઝે પોતાનું નામ સાંભળતાં પાછું જોયું. બીગલ્સને જોતાંજ તેને આનંદ થયો. ટીમ આ સમયે ઘોડા પરથી નીચે ઉતર્યો હતો તેની પાસે જઇ રોઝ બોલી: "મી. બીગલ્સ ! તમે લંડનમાં વિના સંકોચે ફરી શકો છો તે જોઇને મને અત્યંત આનંદ થાય છે."

"મીસ ફોરસ્ટર ! મારી સજા સરકારે માફ કરી છે. તમે કેમ છો ?"

"હું ખુશીમાં છું. હાલમાં હું વેલંડન પ્રાયરીમાં માર્ચીઓનેસ ઓફ વેલંડનને ત્યાં રહું છું. માર્ચીઓનેસ ઘેર નથી. પણ તમારા જેવા મિત્રોને પ્રાયરીમાં લઇ જવાની મને છુટ છે. ચાલો, ઘર આવી પુગ્યું."

બીગલ્સ એક નોકરને ઘોડો સોંપી રોઝ સાથે એક દિવાનખાનમાં ગયો. રોઝ હેટ ઉતારી હસતી હસતી ટીમ પાસે આવી બેઠી અને તેણે એક નોકરને નાસ્તો લાવવાનો હુકમ કર્યો. સગા ભાઇ સાથે વર્તતી હોય એવું રોઝનું વર્તન જોઇને ટીમથી ધીમો નિસાસો નખાઇ ગયો.

"મારા પર કેવી આફત આવી હતી તે તો તમે જાણી હશે!"

"હા. વીલીઅમ ડડલીના ખુનના આરોપ સર તમે પકડાયા હતા તે મેં છાપામાં વાંચ્યું હતું."

રોઝે તે પછી ઘણી વાત કરી. બદમાસ પ્રિન્સના પંઝામાંથી તેના શિયળનું રક્ષણ કરવા માટેજ ટીમ અને બીગલ્સને દેશપારની સજા થઇ હતી એ તે જાણતી હતી. તેણે માર્ચીઓનેસને ત્યાં આવ્યા

પાછી ટીમ અને મોમરહાની વારંવાર ખબર કાઢી હતી. મીગલ્સના બાળ બચ્ચાંને મદદ કરવાની ઇચ્છાથી તેને પૈર માણસ મોકલ્યો હતો. પણ તે વખતે તો નિર્દય ઘરવાળાએ મીસીસ મેલ્મથને કાઢી મુકી હતી. આ બધી વાત સાંભળ્યા પછી મીગલ્સે પુછ્યુંઃ "રોઝ, મેં તને પહેલી જોઇ તે વખતે તારા વદન પર જેવી પવિત્રતા હતી તેવીજ આજે પણ છે."

રોઝ આ શબ્દો સાંભળી વિસ્મીત થઇ.

"રોઝ! તું અજબ થાય છે? મારા મનમાં કઇ જાતનો તરંગ ઉઠે છે તે તું જાણે છે? આહ! મારા હ્રદયની વાત હું કહી શકતો નથી. તું મને બાપ માને છે ને!" ટીમ ગદગદ સ્વરે બોલ્યો.

રોઝનું પ્રેમાળ હૃદય ભરાઇ આવ્યું. તે બોલીઃ "તેમાં કંઇ શક છે? તમે મારા સગા બાપ જેવાજ છો."

"રોઝ! બહેન! તું મને બાપ ગણે છે તો ભલે! હું તારો બાપ થઇ રહીશ. પણ શું તને કોઇ એવો જુવાન નથી મળ્યો કે જેને તું બાપથી પણ વધુ ચાહતી હોય?"

આ શબ્દો સાંભળતાં રોઝ શરમાઇ અને તે સાથેજ દુઃખી થઇ. હવે તેની ખાત્રી થઇ કે ટીમ તેને ચાહતો હતો અને આજ સુધી તેની મુર્તિ હૃદયમાં ધારણ કરી ચુપ બેઠો હતો. ટીમે તેના પર અનેક ઉપકાર કર્યા હતા. આવા મિત્રના પ્રેમનું તે પ્રતિદાન કરી શકતી નથી તેથી જરા ખિન્ન થઇ.

"રોઝ! તારે ખિન્ન થવાની જરૂર નથી. તેં જેને દીલ ન આપ્યું હોય તેની સાથે સુખી થા. હું તને સુખી જોઇને સંતોષ પામીશ." આટલું બોલતાં ટીમની આંખમાંથી બે ચાર આંસુના ટીપાં નીકળી પડયાં. રોઝને પણ અત્યંત લાગી આવ્યું. તેને ટીમના આત્મ ભોગ માટે માન ઉપજયું.

"રોઝ! તને મેળવવાની આશા રાખી એ મારૂં ગાંડપણ હતું. તું અનુપમ રત્ન છે. તારા જેવું રત્ન સુવર્ણ મુકુટમાંજ શોભે—પીતળમાં નહિ. મીગલ્સ આજથી તારો બાપજ રહેશે," કહી મીગલ્સે

રાઝને બાધ જેવા પ્રેમથી ચુમી લઇ તેની રજા લીધી. ઘરમાંથી બહાર નીકળી તે વિચાર કરવા લાગ્યો: "રોઝે ના પાડી તેજ સારૂં થયું જો તે મને પરણવા રાજી થાત તો મારે લીટીશીઆ સાથે દગો કરવો પડત. લીટીશીઆ મને ખરા જીગરથી ચાહે છે હવે એ મારી પત્ની બનશે. એનેજ હું મારશૈનેસ બનાવીશ."

બહાર આવી નોકર પાસેથી તેણે ઘોડો લઇ લીધો. એવામાં તેની નજર એક ગલીમાં જતાં માણસ પર પડી. નોકરને ઘોડો આપી તે દોડયો અને પેલા માણસની પાસે જઇ બોલી ઉઠયો: "મેલ્મથ!"

મેલમથ ચોંકયો: "આહ! તમે—મી. મીગલ્સ! સારૂં થયું કે તમે મળી ગયા. અહિં કોઇ એકાંત જગા છે કે જ્યાં આપણે એકલા વાત કરી શકીએ.

"સામેના મકાનમાં મીસ ફ્રેસ્ટર રહે છે. અમે હમણાંજ તમને યાદ કરતા હતા." ટીમે કહ્યું:

"નહિ. હું મીસ ફ્રેસ્ટર પાસે જવા માગતો નથી."

"કેમ?"

"હું ઘણોજ નીચ—પાપી—થઇ ગયો છું"

"શું છે મી. મેલ્મથ! ચાલો, પેલા બારમાં જુદા ઓરડામાં બેસી વાત કરીશું."

"ચાલો."

બન્ને એક બારમાં ગયા અને એક એકાંત ઓરડામાં બેઠા. ટીમે દારૂની બાટલી મંગાવી. નોકર તે આપી ગયા પછી એકાંતમાં બન્ને મિત્રો વાતે વળગ્યા.

"મેલ્મથ! ત્રણ મહિના પર વુલ્વીચમાં આપણે જુદા પડયા પછી તમે શું કર્યું? તમારી આંખો પરથી મને લાગે છે કે તમે કોઇ બીજાજ માણસ થઇ ગયા છો." ટીમે વાત શરૂ કરી.

"હા. હું તદન બદલાઇ ગયો છું. અગાઉ હું મનુષ્ય હતો.—હવે રાક્ષસ થઇ ગયો."

"તમે શું બોલો છો ?" ટીમ ચોંક્યો.

"એમ કહું છું કે આ દેશના અમીર ઉમરાવો આદર્શ મણાય છે પણ તેમના જેવા નીચ મનુષ્યો બીજા કોઇ દેશમાં હશે ખરા ? જુઓ, દયા અને પરમાર્થને નામે આ દેશમાં કેવા જુલ્મો થાય છે ! હજારો કુટુંબો અનાથાશ્રમોમાં મરી જાય છે—સેંકડે નેવું ટકા મહેનત કરી કરીને મરી જાય છે પણ તેમને પેટ પુરતું અનાજ પણ મળતું નથી. વેશ્યાઓ અને બીમારીઓથી દેશ ઉભરાઇ જાય છે. કોઇ કમનસિબ પ્રજાના હકની વાત કરે છે તો તેને ફાંસીની સજા મળે છે. રાજા વિરૂધ્ધ એક શબ્દ બોલનાર જેલમાં સડે છે. ગરીબોને રંજાડવા માટેજ કાયદા ઘડાય છે. રાજા અને તેના નીચ અમીરોના આવા અધમતાની ત્રાસથી કોઇ મનુષ્ય રાક્ષસ થઇ જાય તેમાં કંઇ નવાઇ છે ? હું એ જાતનો રાક્ષસ થઇ ગયો છું."

"તમે મન શાંત રાખીને મને બધી વાત કરો."

મેઉએ ટીમને બધી વાત કરી. તે અમેરીકા જતા વહાણ પરથી કુદી પડયો હતો અને તરતાં તરતો એક કિનારા પર જઇ ત્યાં બેભાન થઇ પડયો હતો. એક ગરીબ માછીએ તે સારવાર કરી સાજો કર્યો. તે પછી તે લંડન આવ્યો પણ ઘર આગળ તપાસ કરતાં તે સ્ત્રી અને બાળકોને ગરીબાને લીધે દાંકા કાહનમાં આપ્યા હતા. તેનું મગજ ચકરાઇ ગયું. તેણે કબરો ખોદવા માંડી. અંતે એક વાર તેણે તેની સ્ત્રીનીજ લાશ ખોદી કાઢી અને અને તે જખમી થઇ પુઅર હાઉસમાં ગયો. ત્યાં તેના બાળકો તેને મળ્યા. પછી પાગલોએ તોફાન મચાવ્યું અને તે બાળકો સાથે નાસી છુટયો વિગેરે સઘળી વાત તેણે ટીમને વિગતવાર કહી સંભળાવી.

"અને હવે મી૦ મીઅર્સ ! મજુરી નહિ મળવાથી પાપી પેટ ભરવા માટે હું ચોરી કરૂં છું અને મારા બાળકોને પણ એજ ધંધો શીખવું છું."

"ખરેખર ?"

"ખરેખર નહિ તો ? ચોરી નહિ કરૂં તો શું કરૂં ? પ્રમાણિક

રહેવાથી, ધર્મ પ્રમાણે વર્તવાથી લાભ શો છે ? તમને ખબર છે ને કે સેંટ જેમ્સ સ્કવેરમાં મેં તમનેજ પહેલા લુંટયા હતા."

"હા. પણ તે માટે તમને પસ્તાવો થયો હતો."

"પણ હવે પસ્તાવો નથી થતો. તે વખતે હું નવો ચોર હતો–હવે રીઢો થઇ ગયો છું. હું સમાજ સામે વેર લેવા માગું છું. જે ડાકટર મારી છોકરીની લાશ ઉપાડી ગયો હતો અને જે અમીરના ઘર આગળ મારી સ્ત્રીએ પ્રાણ છોડયો હતો તે બન્નેને હું ભયંકર સજા કરીશ. હા–જરૂર સજા કરીશ."

"ભાઇ મીગલ્સ !"

"બસ–તમે મને શીખામણ આપવાની કોશીષ ના કરો. હું જરૂર વેર લઇશ. ભગવાન તમારૂં ભલું કરો—" કહી મેકમથ એકદમ ઉભો થયો અને ટીમ તેને રોકે તે પહેલાં તો શરાબખાનામાંથી નીકળી ગલીમાં ગુમ થઇ ગયો.

# પ્રકરણ ૨૦૦ મું.

## અર્લનો આપઘાત.

ઇ. સ. ૧૭૯૫ ની વસંત ૠતુની એક સુંદર સ્હવારે અર્લ ઓફ ડેસબારો પોતાની પત્ની એલીનર સાથે સ્ટેમ્ફર્ડ મેનરના સુંદર બગીચામાં ફરતો હતો. બન્ને હાથમાં હાથ લઇને ફરતાં ન્હોતાં પણ જુદા જુદા—એકબીજા થોડાં થોડાં દુર ચાલતાં હતા બગીચામાં જાત જાતનાં પુષ્પો ખીલી રહયાં હતાં. વાતાવરણ સુગંધથી ભરેલું હતું. પક્ષીઓ કિલકિલાટ કરી વસંતના વધામણા લેતાં હતાં પણ આ દમ્પતિને તેથી આનંદ થતો ન્હોતો.

બન્ને નીચી નજર રાખી ચાલતાં હતાં. કોઇ કોઇ તરફ જોતું ન્હોતું. બન્ને સાથે ફરતાં હતાં પણ કોઇ કોઇના અંગનો સ્પર્શ કરતું ન્હોતું. બન્નેના મ્હોપર મલીનતા છવાઇ હતી. કે પ્રથમ એલીનર અર્લની ઉદારતા પર મુગ્ધ થઇ તેના પર લાગણી રાખતી હતી. અર્લ એલીનરના સંયમની પ્રશંસા કરી તેને ચાહતો હતો. પણ હવે બન્ને એક બીજાને ધિક્કારતા હતા. પ્રથમ એલીનર જ્યાં પગ મુકતી તે જગાને અર્લ પવિત્ર માનતો. પણ આજે તેમ ન્હોતું. એલીનરની સુંદરતા જેવીને તેવીજ હતી. પણ આજે તે ખુની હતી. અર્લ જાણતો હતો કે તે કાળી નાગણ છે. તેના શ્વાસોશ્વાસમાં ઝેર ભર્યું છે. તેને સ્પર્શ કરવામાં પાપ છે. એલીનર અર્લના પ્રેમમાં પાગલ તો હતીજ નહિ. તે પતિ પુજા શીખીજ ન્હોતી. છતાં પ્રથમ અર્લની તે દયા ખાતી હતી. અર્લને તે ધિક્કારતી હતી. અર્લે જાતે ખુન કર્યું ન્હોતું પણ રામસેની લાશ તેણે દાટી હતી અને તેથી તે આ ખુનમાં મદદગાર હતો. આમ તેઓ એક બીજાને ધીક્કારતા હતા. ફરતા ફરતાં બન્નેની નજર એક પળ મળી ગઇ. પણ તરત બન્નેએ નીચું જોયું. કોઇ એક શબ્દ બોલ્યું નહિ. આખર અર્લથી ન રહેવાયું.

"એલીનર! હવે આવું ચાલશે નહિ." અર્લે વિચિત્ર સ્વરે કહ્યું.

"શું ?" એલીનર અજબ થઇ નીચે મ્હોડેજ બોલી.

"અમે તે રીતે આનો અંત લાવવો પડશે. આ જાતનું જીવતર નકામું છે." અર્લ ગંભીર થયો.

"જીવતર નકામું છે ?" એલીનર અજબ થઇ.

"હા. એલીનર! મારી વાત ન સમજવાનો ડોળ કરવાથી કંઇ લાભ છે? આપણે એક બીજાની આંખના કાંટા થઇ ગયા છીએ. હવે આપણે કોઇ રીતે સાથે રહી શકીએ તેમ નથી."

"જો આપણે સાથે રહીશું નહિ તો લોકોમાં કેવી વાત થશે! તેમ કરવાથી આપણી બદનામી થશે.

"બરાબર. શું આપણે જુદા નહિ થઇ શકીએ?"

"નહિ."

"અને આ રીતે સાથે પણ ન રહી શકીએ ?"

"બરાબર."

બન્ને મુગાં થઇ ગયા. થોડીકવાર પછી કુદરતી સૌન્દર્યથી મુગ્ધ થઇ ગયો હોય તેમ અર્લ બોલ્યો; આજનો દિવસ કેવો સુંદર છે! વસંત કેવા બહારથી ખીલી છે! કુદરત કેવી મસ્તીભરી અદાથી નાચી રહી છે! ચાલ, અગાશી પર ચાલ. આવી સુંદર વસંત જોવાની તક વારંવાર મળતી નથી."

એલીનર અજબ થઇ. અર્લના આમંત્રણનો અર્થ તે સમજી શકી નહિ. "તમે મને અગાશીમાં આવવાનું કહો છો ?"

"હા. તને કંઇ હરકત ન હોય તો."

"ચાલો." કહી એલીનર અર્લ સાથે અગાશી પર જવા તઇયાર થઇ પણ તેની છાતી ધડકવા લાગી. તેને લાગ્યું કે કંઇ અનિષ્ટ થવાનું છે.

બન્ને અગાશી પર ગયાં. અર્લ ચોતરફ નજર ફેરવી કુદરતની બલીહારી જોવા લાગ્યો. પછી તે અગાશીના કઠેરા પર બેસી બોલ્યો: "એલીનર, વસંત કેવી ખીલી છે ?"

કઠેરા પર અર્લ એવી રીતે બેઠો હતો કે તે જરા સમતોલ પણું ગુમાવી દે તો નીચે પડી જવાનો ભય હતો. એલીનર તે જોઇ કરીને બોલી; " ફ્રાન્સીસ ! સાવચેતીથી બેસજો."

"એલીનર ! તને ખરેખર મારા જાન માટે ભય પેદા થાય છે ?"

"એમાં કંઇ શક છે ? ફ્રાન્સીસ ! તમે મારા તરફ આવી ફાટી નજરે કેમ જુઓ છો ? મને બીક લાગે છે. મારૂં ખુન કરવું છે ?"

"તારૂં ખુન કરૂં ?" અર્લ ધિક્કારથી બોલ્યો: "નહિ. નહિ. પ્રભુ મને એવી દુર્બુધ્ધિ ન આપે. હું તારા સુખમાં કંટકરૂપ છું. તને સુખી કરવા માટે હું આપઘાત કરીશ."

"ફ્રાન્સીસ ! એ શું બકો છો ?"

"તુંજ વિચાર કરી જો ! પેલી ભયંકર રાત પછી આપણે એક બીજાને સ્પર્શ શુધ્ધા કર્યો છે—"

"નહિ. તમારી મનો વેદના હું સમજું છું." કહી એલીનરે અર્લનો હાથ લઇ છાતી પર મેલ્યો.

"એલીનર ! હવે આપણે સાથે રહી શકીએ તેમ નથી. તેમ જુદાં પડી શકીએ તેમ પણ નથી. ત્યારે શું કરવું ! એલીનર ! હુંજ તારો દુશ્મન છું. મેંજ તારી જીંદગીનું સત્યાનાશ વાળ્યું છે માટે હવે હું તને સુખી કરવા માગું છું" અર્લ આ શબ્દો એવી રીતે બોલ્યો કે એલીનર ગભરાઇ ગઇ.

"તમે શું બોલો છો !"

"એટલુંજ કે આ બનાવને અકસ્માત ગણાવીને સુખી થજે." આટલું બોલી અર્લે અગાશી પર પડતું મેલ્યું. એલીનરે જોસથી ચીસ પાડી. તેની આંખ ફાટી ગઇ અને તે બેભાન થઇ અગાશીમાં ઢળી પડી. અર્લ અગાશી પરથી નીચે પડતાંજ તેનું માથું ફાટી ગયું અને તેનો પ્રાણ નીકળી ગયો. એલીનરની ચીસથી નોકર ચાકરો દોડી પહોંચ્યા. બેભાન એલીનરને તેઓ એક ઓરડામાં લઇ ગયા. આ ભયંકર અકસ્માતની બીના આખા શહેરમાં પવન વેગે ફેલાઇ ગઇ.

## પ્રકરણ ૨૦૧ મું

### ન્યુગેટ જેલમાં.

એજ દિને બપોરે બાર વાગે ન્યુગેટ જેલમાં ભોજનનો સમય થયો ત્યારે કેદીઓની કોટડીમાં જવાના માર્ગમાં કેરોલાઇન વેલ્ટસ આંટા મારતી હતી. જેલરને લાંચ આપીને તેણે આટલી છુટ મેળવી હતી. જે કેદીઓને પોતાને ઘેરથી ખાવાનું આવતું હતું તેઓ રેલીંગ પાસે ઉભા હતા. તેમાં બે કેદીઓ ઘણા ભયંકર હતા. કેરોલાઇનને જેલરે ખબર આપી કે એ બદમાસોના નામ મેગ્સમેન અને બીગ બેગરમેન છે. તેઓ એકવાર જેલ તોડી નાસી ગયા હતા અને હમણાં તેઓને બેગરમેનની છોકરી કેરોટી પોલ ભોજન આપવા આવવાનો સંભવ છે.

કેરોલાઇન સાથે જેલર આવી વાતો કરતો હતો એવામાં કેરોટી આવી પુગી અને જેલરને સલામ કરી બોલી: "ગુડ મોરનીંગ, મી૦ પ્રીગમેન!"

"આ લોકોની વાત સાંભળવી હોય તો ધીમે ધીમે જઇ પેલા થાંભલાની પાછળ છુપાઇ જાઓ." જેલરે કેરોલાઇનના કાનમાં કહ્યું અને કેરોલાઇન કુતુહલ વશ થઇ થાંભલાની પાછળ જઇ ભરાઇ આ બાજુ કેરોટી પોલ ભોજન લઇ મેગ્સમેન અને બેગરમેન પાસે જઇ પુગી હતી.

"આજે મોડું કેમ થયું પોલ?" બેગરમેને પુછ્યું.

"કાલે જે વાતની તપાસ કરવાનું તમે સોંપ્યું હતું તેની તપાસ કરવામાં વિલંબ થયો."

"શું એ તપાસ સફલ થઇ?"

"હા. ઓલ્ફ્રેડે અમીરોની નામાવલીમાંથી એક નામ શોધી કાઢયું છે. તમે ત્રણ મહિના પર એક ગામમાં એક ભેદી અમીર સાથે જઇને જે કામ કરી આવ્યા હતા તેની તપાસ માટે ત્રણ પુરાવા હતા. એક પેલી સ્ત્રીનું નામ, બીજું કબ્રસ્તાનના બાગની વાંટી અને ત્રીજું પેલી

બુઢ્ઢીએ બુરખા વાળા માણસને બોલાવતાં વાપરેલો "લોર્ડ" શબ્દ! આલ્ફ્રેડે અમીરોના વંશની ચોપડામાંથી ફરનાન્ડાનું નામ શોધી કાઢ્યું. તે એમર વંશની છે અને ડેસબરો, મોન્ટગમરી અને વેલંડન વંશની રીસ્તેદાર છે. હવે તે લેડી હોલ્ડરનેસ થઇ ગઇ છે."

"શાબાશ, તું તો ભારી કામ કરી આવી." મેક્સમેન બોલ્યો.

"સાંભળો, પેલી વીંટીપર વેલંડનનું નામ છે."

"વારૂ સ્ટીફન! હવે પોલ લેડી હોલ્ડરનેસ પાસે જઇને તેને કહે કે તે મ્હોપર બુરખો નાંખીને ગોળ ઘરમાંથી એક જુવાનને બોલાવી લાવી હતી અને આપણે તેને ખુશના પુસ્તાના ખાડામાં નાખી દીધો ત્યારે તેણે ફરનાન્ડાને નામે તેને બોલાવી હતી તો કેવું?" મેક્સમેને સુચના કરી.

"નહિ. નહિ. એટલી ઉતાવળ કરવાની જરૂર નથી."

."તો આજે વિચાર કરી પછી કામ કરીશું. મને લાગે છે કે એ જુવાનનું ખુન, કબ્રસ્તાનના કોફીનના ઢાંકણામાં ફેરફાર અને મૃત્યુના રજીસ્ટરમાં સુધારો વિગેરે ઘણી કિંમતી વાતો આપણે જાણીએ છીએ."

"વીંટીપર વેલંડનનુ નામ છે" પોલ બોલી: "અને વેલંડન વિરૂધ લોર્ડ મોન્ટગમરી અને ફરનાન્ડાએ મીલકત મેળવવા માટે કેસ માંડયો છે."

"ત્યારે તો લોર્ડ મોન્ટગમરીજ આપણને લઇ ગયલો હોવો જોઇએ."

"પોલ એની તપાસ કરી આવશે." એમરમેને કહ્યું.

"વારૂ, લોર્ડ ફ્લોરેમલના દસ્તાવેજો પાછા મેળવી આપવા માટે કંઇ મળ્યું કે?" મેક્સમેને પુછ્યું.

"શા માટે ન મળે? આલ્ફ્રેડ રીગડનને ત્યાંથી દસ્તાવેજો ચોરી લાવ્યો તે માટે પાંચસો અને પોલીનને પ્રિન્સના હાથમાંથી બચાવવા માટે બસો મળી સાતસો પોંડ મળ્યા છે. એ શિવાય બીજી કમાણી પણ કરી છે—" પોલે જવાબ આપ્યો.

"અને મારી સ્ત્રી મીસીસ જોસ પાસેથી પણ ઠીક રકમ મળી છે! સારૂં થયું કે એ ગીરફતાર થઇ તે પહેલાંજ તમે એને ચુસી લીધી; નહિ તો બાજી બગડી જાત. અજબ જેવી વાત છે કે આજે અમે બન્ને ધણીધણીઆણી એકજ જેલમાં પડયા છીએ. પણ તે મારી પુછપરછ પણ નહિ કરતી હોય."

"મી૦ વેરન! તમારી એ કમજાત સ્ત્રીનું નામજ બાળો. ચાલો, હવે ભોજન ખાઇ લો."

બન્ને બદમાસો તરત ભુખ્યા વરૂની પેઠે ભોજન ખાવા લાગ્યા.

થાંભલા પાછળ છુપાયલી કેરોલાઇન આ વાત સાંભળી પોતાની કોટડીમાં ગઇ. તે ગવનાં વેશમાં ફરતી હતી તેવામાં અચાનક રીગડન આવ્યો હતો અને અહીં તેની સાથે રેમંડ અને ફરનાન્ડો વિષે વાત કરી હતી. બદમાસોની વાત સાંભળી તેની આંખો ખુલી ગઇ. તે સમજી ગઇ કે લોર્ડ રેમંડનું તેના બાપે અને ફરનાન્ડોએ ખુન કરાવ્યું છે. ફલોરેમલના કાગળો પાછા તેને મળી ગયા એ વાત જાણી તેને ખેદ થયો અને થોડીવાર વિચાર કરી તેણે રીગડન પર નીચેની ચીઠી લખી:

"આલ્ફ્રેડ નામનો તમારો નોકર ફલોરેમલ કેસના કિંમતી દસ્તાવેજો ચોરી ગયો છે. હોસંલી ડાઉનમાં એગર્સ સ્ટાફમાં જેમોઝ વીડો નામની સ્ત્રી રહે છે તેના કહેવાથી આ કામ થયું છે. જેમોઝ વીડો બદમાસોની ટોળીની છે. એ ટોળીના બે જણ ન્યુગેટ જેલમાં કેદ પડયા છે. દસ્તાવેજની ચોરી સંબંધી પગલાં ભરવાં હોય તો તમે ભરી શકશો."

આ ચીઠી લખી તેણે તે જેલર દ્વારા ટપાલમાં નાખવા રવાના કરી. તે પછી તે આર્થર ઇટનને મળી આવી અને તેણે છુપલી બધી વાત નોંધી લીધી. તે પછી કેરોલાઇન પોતાની કોટડીમાં ચાલી જતી હતી એવામાં રસ્તામાંજ તેને જેમ્સ મળી ગઇ. તેને જોતાંજ કેરોલાઇનનો મીજાજ ગયો. "કેમ! કેવી મઝા છે? હવે ના ફાંસીને લાકડે તરફડશોને?" દાંત કચકચાવીને કેરોલાઇન બોલી.

"દગાબાજ! હું ફાંસીએ જઇશ. પણ તું બચી જવાની છે!

તેં મને પકડાવી તો મેં પણ તને પકડાવી છે—" એસે ગુસ્સાથી લાલ લાલ આંખો બનાવી કહ્યું.

"શયતાન બાઈ! હું ફાંસીએ જવાની નથી. મારી નિર્દોષતા સિધ્ધ થઇ ગઇ છે."

"જો તું ફાંસીથી બચી જશે તો બીજી રીતે તારો જાન લઇશ. તને જીવતી તો નહિંજ છોડું."

"જો જે તો ખરી! તું ફાંસીએ લટકશે ને હુંજ હસતી હસતી તારા મોતનો તમાશો જોઇશ."

"એસ-એસ રાંડ ખુની!"

"અરે! કુટણી! તારો ધણી મેક્સમેન હમણાંજ તને નવ નવ કટકે ગાળો દેતો હતો."

એસે દાંત કચકચાવ્યા. તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. વીજળીક વેગે તેણે વસ્ત્રોમાં છુપાવેલી એક તીક્ષ્ણ કાતર ખેંચી કાઢી કેરો-લાઇનની છાતીમાં ભોંકી દીધી. કેરોલાઇન ભયાનક ચીસ પાડી નીચે તુટી પડી તેની ચીસ સાંભળી જેલના સીપાઇઓ દોડી આવ્યા. તેઓએ એસને કોટડીમાં પુરી દીધી અને જખમી કેરોલાઇનને હોસ્પીટલમાં રવાના કરવામાં આવી.

## પ્રકરણ ૨૦૨ મું.

### એકરાર.

"મારી નજીક આવો મારે મરતી વખતે તમને ઘણી વાત કહેવાની છે." ન્યુગેટ જેલની હોસ્પીટલના એક બીછાના પર બેસની કાતિલ કાતરનો ભોગ થઈ મરવા પડેલી કેરોલાઇને ક્ષીણ અવાજે કહ્યું. તેના બીછાના પાસે લોર્ડ ફ્લોરેમલ બેઠો હતો. કેરોલાઇને પોતાનો અંત નજીક આવેલો જાણી તેને મળવા બોલાવ્યો હતો અને તેનું સત્યાનાશ વાળનાર પોતેજ હોવાથી ફ્લોરેમલ કંપતે જીગરે તેની પાસે આવ્યો હતો. કેરોલાઇનના ફીક્કા ચહેરા પર પ્રેમ અને પસ્તાવાની છાયા હતી. ફ્લોરેમલ પોતાની એકવારની પ્રિયપાત્રીની આ દશા જોઈ ઘણોજ દિલગીર થયો. તેણે તેના બીછાનાની છેક નજીક ખુરશી લીધી અને કરૂણ સ્વરે કહ્યું: "કેરોલાઇન! મને માફ કર. મેં તને જે કલંક લગાડ્યું હતું તે માટે માફ કર."

"જેમ્સ!" આંખમાં આંસુ લાવી કેરોલાઇન બોલી: "હવે એક બીજાને માફી આપવાનોજ સમય છે. એકવાર હું તમને જેવા રીતે ચાહતી હતી તેવીજ રીતે પાછળથી ધિક્કારતી હતી. હવે મારૂં મોત નજીક આવ્યું છે. પાદરી સાહેબે મને આપેલા ઉપદેશથી મારૂં મન બદલાઇ ગયું છે. તમે મને માફ કરો પછી હું સુખેથી મરીશ."

"કેરોલાઇન! તેં મારૂં નુકસાન કરવા માટે જે કંઇ કર્યું હોય તે માટે હું તને અંતઃકરણથી માફી આપું છું." ફ્લોરેમલ લાગણીભર્યા અવાજે બોલ્યો: "પણ તને મેં જે દગો દીધો હતો તે તું ભુલી શકશે?

"હા. જરૂર ભુલી જઇશ. હું પણ તમને માફ કરૂં છું. લોર્ડ ફ્લોરેમલ!"

ફ્લોરેમલનું હૃદય દ્રવી ગયું. તેણે કેરોલાઇનના બન્ને હાથો પકડી ચુમી લીધા અને ગદગદ સ્વરે કહ્યું: "પ્રભુ તને શાંતિ આપો."

"ગેબ્રીલ! પ્રભુ મને ક્ષમા કરશે. તેમાં કંઇ શક છેજ નહિ કેમકે તમારા પ્રેમમાં મને દગો થયા પછી વેર લેવા માટે જે કર્યું હતું તે શિવાય મેં એક પણ પાપ કર્યું નથી."

"કેરોલાઇન! તારા શબ્દો હું સાચા માનું છું. પણ તારા પર જે ભયંકર આરોપ—"

"તે માટે હું નિર્દોષ છું."

"તો મીસીસ લીંડલીનું ખુન કોણે કર્યું?"

"આર્થર ઇટન બધું જાણે છે. તે પોતાની અને મારી નિર્દોષતા સાબીત કરશે. ગેબ્રીલ! મારી છેલ્લી ઘડી આવી ગઇ છે. મેં તમારા દસ્તાવેજો ચોર્યા હતા. પેલો ખુરખાનાચનો લીલો ડોમીનો હું મોન્ટગમરીને આપી આવી હતી. અને પોલીનને પણ મેંજ ખુરખા નામમાં મોકલી હતી. તમારા પરનો પોલીનનો પ્રેમ નષ્ટ કરવા માટે મેં એમ કર્યું હતું."

"અને પેલી લેદી ઓને મળ્યો હતો?"

"હા. પોલીનને મેં તમારી વિરૂદ્ધ ઉશ્કેરી મેલી હતી."

"પોલીને મને ક્ષમા આપી છે."

"ભગવાન તમારી જોડી કુશળ રાખે. ગેબ્રીલ! તમારા પર વેર લેવાનો મારો નિશ્ચય હતો તેથી હું તમારી પાછળ જાસુસી કરતી હતી. પેલી લેદી ઓનો નોકર તમને છુપી રીતે લઇ ગયો ત્યારે પણ હું તમારી પાછળ પડી હતી. મીસીસ ફીટઝ હર્બર્ટને ત્યાં તમે સ્ત્રી વેષમાં ગયા ત્યારે પ્રિન્સને તે વિષેની ખબર આપી મેંજ મોકલ્યા હતા. તે પછી લેડી ડેલબારો સાથે તમે સ્ત્રી વેષમાં વેલંડન પ્રાયમરીમાં ગયા અને ફરી પાછા પેલા લેદી કેલીભવનમાં જઇ પડયા એ બધી વાત હું જાણું છું."

"ઓહ! ત્યારે તો એ કેલીભવન કોનું છે તે પણ જાણતી હશે?"

"હા. એક વાર તમે બન્ને છુપી રીતે મળ્યાં હતાં ત્યારે હું ચોરી છુપીથી શયનગૃહમાં ઘુસી ગઇ હતી અને એ લેદી ઓનું કેલીભવન બરાબર જોઇ આવી હતી."

"કેરોલાઇન ! એ વાતની સાબીતી ?"

"આ લો ! હું છુપી રીતે તેની બારીના પરદા અને મચ્છરદાનીનું કપડું કાપી લાવી છું" કહી કેરોલાઇને સાવચેતીથી છુપાવી રાખેલા કટકા ફ્લોરેમલને સ્વાધીન કર્યા.

"પણ એ ભેદી સ્રીનું નામ ?

"ઓ ! મને અંધારા આવે છે. ગેબ્રીલ ! મારી પાસે આવો—મને એક છેલ્લી ચુમી લેવા દો.

ફ્લોરેમલે તેની નજીક મ્હો લીધું. કેરોલાઇને તેને છેલ્લી ચુમી લીધી.

"પણ કેરોલાઇન ! પેલી સ્રીનું નામ !"

"આહ ! તેનું નામ—તેનું નામ—મારસ્યોનેસ ઓફ વેલંડન !" કેરોલાઇન ધીમા સ્વરે બોલી અને બીજીજ પળે તે બેભાન થઇ ગઇ.

ફ્લોરેમલની દીલગીરી અને અજાયબીનો પાર રહ્યો નહિ. કેરોલાઇન બચાવાની આશા ન્હોતી; છતાં તેની ચાંપતી સારવાર કરવાની તેણે ડાક્ટરને ભલામણ કરી અને તે ગમગીન હૃદયે ઘેર ગયો.

# પ્રકરણ ૨૦૩ મું.

## બદમાશ બ્રેસ.

અત્યંત ભયાનક રાત હતી ચારે તરફ ઘોર સુનકાર ફેલાયો હતો કોઇ પણ જગાએ અવાજનું નામ નિશાન ન્હોતું. એ સમયે દેવળના ટાવરમાં બારના ટકોરા થયા. ન્યુગેટ જેલની અંધારી કોટડીમાં પુરાયલી ખુની બ્રેસે એક, બે, ત્રણ કરી બાર ટકોરા ગણ્યા અને ફરી સુનકાર વ્યાપી ગયો.

ગંદી કોટડીમાં એ નીચ હૃદયવાળી એકલી જાગતી બેઠી હતી. મધરાત થતાં તેનું હૃદય કમ્પી ઉઠ્યું. તેના મગજને અનેક કાતિલ ચિંતા કોરવા લાગી. ન્યુગેટ જેલ ભયંકર હતી. તેમાં ગમે તે વખતે ગમે તેવાં પાપ થતાં હતાં. કેદખાનામાં કોઇ રડતું, કોઇ હસતું, કોઇ ટંટો કરતું હતું. પણ બ્રેસની કોટડીમાં તેનો અવાજ આવતો ન્હોતો. બ્રેસ જાણે પાતાળના કોઇ ભોંયરામાં કેદ હોય એવો ઘાટ હતો.

કેરોલાઇન વોલ્ટર્સને ખુની બ્રેસે જખમી કર્યા પછી બાર કલાક વીત્યા હતા. એટલામાં દારોગો બ્રેસને ત્રણવાર જોઇ ગયો ગુસ્સાના આવેશમાં તેણે કેરોલાઇનને જખમી કરી હતી પણ હવે તેને તે માટે ઘેર પસ્તાવો થતો હતો ત્રણ ત્રણવાર તેણે કેરોલાઇનની ખબર પુછી પણ તેનો જે જવાબ મળ્યો તેથી તેનું મન વધુ વ્યાકુળ થઇ ગયું. કેરોલાઇન બે ચાર ઘડીની મહેમાન છે એ વાત સાંભળતાંજ બ્રેસને લાગ્યું કે છેલ્લી ઘડીએ તેણે એક ; વધુ ખુન કરવાનું પાપ વહોરી લીધું, તેણે અનેક ખુન કર્યાં હતાં અને તેનું સ્મરણ થતાં એ પિશાચીની કંપી ઉઠતી હતી.

કોટડીમાં તેને ભયંકરમાં ભયંકર વિચારો આવવા લાગ્યા. તેના હોઠ ધ્રુજી રહ્યા. આંખો પાગલ જેવી સ્થીર થઇ ગઇ શ્વાસોશ્વાસ રૂંધાવા લાગ્યો, છાતી જોરથી ધડકી રહી. તેની નજર સમે કબરો-માંથી મુરદાંઓ બહાર નીકળી કોઇ ભેદી ભાષામાં વાત કરતા હોય એવો તેને ભાસ થયો. તેનામાં હાલવા ચાલવાની શક્તિ ન રહી તે

જડ પત્થરની પુતળી પેઠે બેસી રહી પણ તેનું મગજ સાવધ હતું. કપાળ પર પરસેવાના બીંદુ બાઝયા હતા અને દારૂણ વેદનાથી હૃદય ડંખતું હતું. અનેક ભયાનક મુર્તિઓ તેને ઘેરી વળી હતી એમ તેને લાગ્યું. તેના આગળનાં પાપો તેને યાદ આવવા લાગ્યાં જાણે બધા ખુનીઓ પોતાની કબરમાંથી બહાર નીકળી તેની કાટડીમાં આવવા લાગ્યા. તેણે દાંત વડે હોઠ કરડયો. હોઠમાંથી લોહી નીકળ્યું. તેની મનોદશા એવી ખરાબ થઇ ગઇ હતી કે તે કંઇ સમજી શકી નહિ. જાણે તેના ગળામાં કોઇએ ફાંસીની રસી નાંખી હોય તેમ તે તડફડવા લાગી.

પેલી પ્રેત મુર્તિઓમાંથી એક અચાનક મિસીસ બ્રેસ પાસે જઇ બોલવા લાગી: "ચાલ અમારી સાથે ચાલ." અમે દોઝખમાંથી તને લેવા આવ્યા છીએ. દોઝખ બહુ સારી જગા છે. ત્યાં આ દુનીઆના જેવી ધાંધળ નથી. નર્કના કીડાઓ તારા મદમસ્ત શરીરનું માંસ ધીમે ધીમે હોંસે હોંસે ખાય જશે ચાલ, તારી અવધ પુરી થઇ છે માનવ સમાજ સાથે હવે તારો સંબંધ રહયો નથી તારા જીગરમાં જે જવાળા સળગી રહી છે તે કદિ બુઝાવાની નથી. થોડીજ વારમાં તારૂં શરીર અચેતન મુરદું થઇ જશે. તારા શરીરને કોફીનમાં નાખી જમીનમાં દાટવામાં આવશે અને તે પર પત્થર ચણી લેવાશે. આ જેલના કબ્રસ્તાનમાં જેઓ સુતા છે તેઓની સાથે તારે પણ સુવું પડશે. કબરમાં સુતા પછી નર્કના કીડાઓ તારાં આંખ, કાન, નાક, મ્હોં, હાથ, પગ એક પછી એક ખાઇ જશે. તું બુમ પાડવા માગશે પણ જીભ ચાલશે નહિ. તારાથી શ્વાસ પણ લેવાશે નહિ. આહ ! તેજ વખતે તને ખબર પડશે કે લોકોની વહુ દીકરીઓની લાજ લુંટાવનાર નીચ દલ્લાના કેવા હાલ થાય છે. ચાલ, જમદુતો ખોટી થાય છે" આ શબ્દો બ્રેસ પુતળી પેઠે સાંભળતી રહી. તેનું આખું શરીર વટો-ળીઆમાં હાલતી ઝાડની ડાળી પેઠે ધ્રુજી રહ્યું હતું. અંતે એ મુર્તિઓ અદ્રશ્ય થઇ ગઇ અને તેની સામે ભયંકર ચિતા ભડકી હોય એવો તેને ભાસ થયો. એ ચિતામાં તે સળગવા લાગી. તેનાથી કારમી ચીસ પડાઇ ગઇ. તેની તંદ્રા ઉડી ગઇ. કપાળ પર હાથ દાબી તે સાવધ થઇ

અને બબડી: આહ! કેવું ભયંકર સ્વપ્નું!" તેની ચિંતા વધી ગઈ.

"હાય! હું કેવી પાપી છું?" તે બબડવા લાગી: "મેં કેવાં કેવાં પાપ કર્યા? એક વાર હું રાજવંશી કુટુંબમાં રહેતી હતી. આજે હું આ ભયાનક જેલમાં સડું છું. હજુ હું મરવા લાયક નથી. છતાં મોત નજર સામે આવી ઉભું છે. શું મને ફાંસી દેવાશે? મારા નાજુક ગળામાં જલ્લાદ રસી નાખી મને કચડી નાખશે? હા-હા. મેં શું ઓછા પાપ કર્યા છે? પરણ્યા ધણીને છોડી હું પ્રિન્સની રખાત થઈ. ભલ ભલા અમીરો મારી મહોબતમાં પાગલ થયા હતા. આહ! એક વાર મારે ત્યાં અર્લ ઓફ મોન્ટગમરી સુતો હતો તેવામાં મારો ધણી મેક્સમેન આવી લાગ્યો. અર્લે તેની સાથે બહાર જઈને કંઈ વાત કરી હતી. પણ તે પછી મને બદમાસની બાઈ સમજીને તે કદિ મારે ત્યાં આવ્યો નથી. તે દિવસથીજ મારું નસિબ ફુટી ગયું છે. આહ! મને ફાંસી દેવાશે? ફાંસીના માચડા પર હું તરફડીશ અને લોકો હસી હસીને એ તમાશો જોશે. નહિ. નહિ. હું જલ્લાદને હાથે ફાંસીએ નહિ જાઉં. નહિ, લોકો મારા મોતનો તમાશો નહિ જોઈ શકે," પાગલ જેવી તે ઉઠી. તેણે બીછાના પરની ચાદર ફાડી નાખી તેનું દોરડું બનાવ્યું. તેનું શરીર થરથરતું હતું છતાં તેણે એ દોરડાનો ફાંસો બનાવી દીધો. તે પાગલ થઈ ગઈ હતી. એક સ્ટુલ પર ઉભી રહી તેણે બારીના સળીઆ સાથે ચાદરનું દોરડું બાંધી દીધું. પછી ફાંસો ગળામાં નાખ્યો અને છેલ્લી ઘડીએ ઈશ્વરનું નામ દઈ પગ વડે સ્ટુલ ખસેડી નાખ્યું. બસ. ફાંસો સજ્જડ થઈ ગયો અને થોડીક વાર તરફડી એ નીચ ડાકણ પોતાના પાપનો હિસાબ લેવા ચાલી ગઈ.

સહવારે કોટડી ખોલવામાં આવી ત્યારે બેસની લાશ મળી. જ્યુરીએ અભિપ્રાય આપ્યો કે ફાંસીની સજાથી ડરીને બેસે આપઘાત કર્યો હતો.

# પ્રકરણ ૨૦૪ મું.

## કિંમતી ખબર.

જે રાતે એસે આપઘાત કર્યો તેને બીજે દિને મેની ૩૧ મી તારીખ હતી. મોન્ટગમરી વિરૂધ્ધ વેલંડનવાળો કેસ એ દિને શરૂ થવાનો હતો અને લોર્ડ ચાન્સેલર ગમે તે ચુકાદો આપે પણ કેસનો મોટો આધાર ચેન્સરી માસ્ટરના રિપોર્ટ પર હતો લોર્ડ મોન્ટગમરી કેસના પરિણામ માટે ઘણોજ આતુર હતો. ફીકરને લીધે રાતે તેને ઉંઘ પણ આવી ન્હોતી. સ્હવારના પહોરમાં તે બીછાનું ત્યાગી પોતાના બેઠકખાનામાં બેસી અનેક જાતના તર્કવિતર્ક કરતો હતો એવામાં નોકરે વેલંડનથી ચેપમેન નામનો માણસ તેને મળવા આવવાની ખબર આપી. મોન્ટગમરીએ તેને તરત પોતાની પાસે લાવવાનો હુકમ કર્યો અને ચેપમેન આવતાંજ અર્લે નોકરને રજા આપી.

"શી ખબર છે, મી૦ ચેપમેન !" અર્લે પુછયું.

"મારા લોર્ડ ! હું એ ખબર આપવા આવ્યો છું કે માર્શોનેસ ઓફ વેલંડન કબ્રસ્તાન અને મૃત્યુ પત્રક તપાસવા વેલંડન આવી હતી. કબરો તપાસવાને તે નોરવીચ અને પાદરી રોબર્ટ્સ સાથે ગઇ હતી. નોરવીચના મદદનીશે મને ખબર આપી છે કે માર્કવીસ ઓફ વેલંડનની લાશ કોફીનની બહાર નીકળી પડી હતી અને તે એવી બેડોળ થઇ ગઇ હતી કે તે જોઇને નોરવીચ એમ બોલી ઉઠયો કે આ માણસ ઝેરથી મર્યો હશે."

"હેં !"

"હા. માર્શોનેસ એ વાત સાંભળી ઘણી ખિન્ન થઇ હતી. મારા લોર્ડ ! મરહુમ માર્કવીસ અચાનક મરી ગયા હતા ને ?"

"હા. બીજું કંઇ કહેવું છે ?"

"નહિ. લાશની હાલત પરથી હું એવું અનુમાન કરૂં છું કે માર્કવીસને માર્શોનેસે પોતેજ ઝેર આપેલું હોવું જોઇએ." ચેપમેન

બોલ્યો. આ સમયે નોકરે રીગડનના હેડ કલાર્કના આગમનની ખબર આપી. મોન્ટગમરી મનમાં ને મનમાં ગભરાઇ ગયો હતો. જે બેઉ ભાઇઓના પ્રેમમાં પાગલ બનીને તેણે પોતાના પાપોના એકરાર કર્યો હતો તે શું મારક્વીનેસજ હશે ? જો એ ખુની હોય તો તે વિષયી પણ હોય તેમાં નવાઇ ન્હોતી. આવા વિચાર કરતાં તેણે ચેપમેનને રજા આપી અને રીગડનનો હેડ કલાર્ક ઓરડામાં દાખલ થયો.

"કેમ, મારા ભાઇની કંઇ ખબર મળી ?"

"નામદાર!" ગંભીર અવાજે કારકુન બોલ્યો: "ભારી દુઃખની વાત છે."

"કેમ! કેમ!"

"નામદાર! તમારા ભાઇનું કોઇએ ખુન કર્યું છે!"

"હેં! મારા ભાઇનું ખુન! ઓ મારા રેમંડ રે!" કહી અર્લે પોક મુકી.

"મારક્વીનેસ ઓફ વેલંડનની નજર સામે પુલના પુસ્તા નીચેથી લાશ કાઢવામાં આવી હતી." હેડ કલાર્કે થોડીવાર પછી કહ્યું.

"ઓ પ્રભુ! આ ખબર સાંભળી મારી માની કેવી દશા થશે !" મોન્ટગમરી જાણે ખરેજ દુઃખી થયો હોય તેમ રેમંડના મોતપર વિલાપ કરવા લાગ્યો.

"રેમંડનું ખુન કોણે કર્યું ?"

"નામદાર! તેની કંઇ ખબર પડી નથી પણ જે દિને પુલના પુસ્તા પરના પત્થર નીચે લોર્ડ રેમંડ ગુમ થયા તે દિને સવારે પુલ પાસેથી એક ગાડી પસાર થઇ ગઇ હતી એમ લોકો કહે છે."

આ સમયે લોર્ડ ફ્લોરેમલ આવવાની ખબર મળી અને મોન્ટગમરીએ કારકુનને રજા આપી.

"ફ્લોરેમલ! આજે આટલી વારમાં ? શું છે ?"

"ઘણી ગંભીર વાત છે." ફ્લોરેમલે જવાબ આપ્યો:

"મારે ત્યાં રાવ નામનો જે નોકર હતો તે કપટ વેશધારી કેરોલાઇન વોલ્ટર્સ હતી.—"

"કે જેની સાથે તને મીસીસ ગ્રેસના ઘરમાં પ્રેમ થયો હતો. એ તો ખુન માટે પકડાઇ છે ને ?"

"યુજીની ! કેરોલાઇન તદન નિર્દોષ છે. બદમાસ ગ્રેસે તેને જેલમાં દાખલ કરી—"

"અફસોસ ! હવે એ ફંદામાંથી બચે એમ લાગતું નથી કેવી વિચિત્ર ગતી છે ! એકવાર ગ્રેસ મારી માશુક હતી."

"યુજીની ! એ તો આપઘાત કરી માર્ગે લાગી ગઇ"

મોન્ટગમરીનો ચહેરો ઉતરી ગયો. તેના કાળાં કામો તેને યાદ આવ્યાં: જેમ તેમ તે બોલ્યો: "ફાંસીએ લટકવા કરતાં આપઘાત કરવો બહેતર છે."

"મને કેરોલાઇને મારી આપી ઘણી ગુપ્ત વાતો કહી છે અને તેમાંની એક વાતને તારી સાથે ગાઢ સંબંધ છે."

"મારી સાથે ?"

"હા. તમે બુરખા નાચમાં મારો ડોમીનો પહેરી ગયા હતા."

"આહ ! ત્યારે તો પેલી માયાવિનીની વાત પણ તમે સાંભળી હશે ?"

"હા. પણ યુજીની ! તમે એ સારૂં કામ કર્યું ન્હોતું. હશે. આપણી દોસ્તીને લીધે હુ તમને ઠપકો આપતો નથી. પણ પેલી ભેદી માયાવિની કોણ છે તેનો કંઇ ખ્યાલ છે ?"

"નહિ. જરા પણ નહિ."

"તમે તેની માયાવી જાળમાં પડી તેને કંઇ છુપી વાત કહી હતી કે જે દુશ્મનના કાન પર પડે તો ભયંકર હાનિ થવાનો સંભવ હોય—"

"દુશ્મનના કાનમાં પડે એવી વાત! હોગન! હું તો આખી જીંદગી તેને સ્વાધીન કરી આવ્યો છું. શું એ માયાવિની માસ્ક્વોનેસ—"

"હા—એજ છે."

આ શબ્દો સાંભળતાંજ મોન્ટગમરી કમ્પીને હતાશ થઇ ગયો. "ભાઇ! શું થાય છે?"

"જેમ્બીલ! હું મરી ગયો. મેં મારી બધી છુપી વાતો પ્રેમના નીશામાં કહી દીધી હતી. પણ કાંઇ ફીકર નહિ. એ બલાનો ભેદ હું જાણું છું.

"પણ જો જે! એના જેવી ચાલાક અને દગાબાજ સ્ત્રી ભાગ્યેજ બીજી હશે! મને એણે જે રીતે પાગલ બનાવ્યો હતો તેની યાદ આવતાંજ કમ્પારી આવે છે."

"પણ એ છુપી રીતે વ્યભિચાર કરતી હતી તેની કંઇ સાબીતી છે?"

"સાબીતી મળે તો શું કરશો?"

"તો મારી છુપી વાત જાહેર નહિ થઇ જાય તેનો બંદોબસ્ત કરી લઇશ."

"તો લો. કેરોલાઇને મને તેના છુપા શયનગૃહની બારીના પરદા અને મચ્છરદાનીના કપડાના આ ટુકડા આપ્યા છે." કહી હુબેરેમલે તેના હાથમાં કપડાના કટકા મેલ્યા.

"ભાઇ! તારો ઉપકાર હું કદિ ભુલીશ નહિ. આજે તેં મને જીવતદાન દીધું છે."

"ઉપકાર માનવાની જરૂર નથી. રેમંડની કંઇ ખબર મળી?"

"ઓ ભાઇ! શું કહું? રેમંડનું કોઇ બદમાસોએ ખુન કર્યું છે!"

"હેં!"

"હા. આજેજ રીચાર્ડનનો દલાલ એ ખબર આપી ગયો. આ બુરી ખબર માને કેમ કહેવી તેનો મને સમજ પડતી નથી."

"જલદી જલદી માજીને કહી દેવામાંજ સાર છે; કોઇ નહિ તો બીજાને મ્હોડે આ ખબર સાંભળીને વધુ દુઃખી થશે." કહી ફ્લોરેમલ વિદાય થયો.

મોન્ટગમરીએ તે પછી પોતાની માને સ્નાનના સમાચાર સંભળાવ્યા વૃદ્ધ કાઉન્ટેસ દીકરાના ખુનની ખબર સાંભળતાંજ છાતી માથા કુટવા લાગી. મોન્ટગમરીએ તેને શાંત રાખવા બનતો પ્રયત્ન કર્યો અને તે જરા શાંત પડતાં તે લોર્ડ અને લેડી હોલ્ડરનેસને મળવા માટે કવેન્ડીશ સ્કવેરમાં જવાને ઉપડી ગયો.

# પ્રકરણ ૨૦૫ મું.

## પહેલી પરિક્ષા.

મોન્ટગમરી વિરૂધ્ધ વેલડન કેસ સંબંધી અત્રે થોડોક ઇતિહાસ રજુ કરવાની જરૂર છે. રાણી એલીઝાબેથના અમલમાં વેલંડન વંશનો અંત આવવાનો સંભવ ઉભો થયો હતો તે વખતનો મારકવીસ ઓફ વેલંડન એંસી વર્ષનો થવા છતાં તે નિઃસંતાન હતો. તેનો નજીકનો કોઇ સગો ન્હોતો તેથી મોન્ટગમરી વંશના એક યુવાનને દતક લઇ રાણીની મંજુરીથી તેને પોતાનો વારસ બનવ્યો. આ યુવાન વેલંડન એસ્ટેટ અને ખીતાબનો માલીક થયા પછી તેણે એમર વંશનો એક યુવતી સાથે લગ્ન કર્યું. આ દમ્પતિને એકજ પુત્ર થયો. તે યુવાન થતાં યુરોપ ખંડની સહેલ કરવા ચાલ્યો ગયો પણ તે પછી વરસો વહી જવા છતાં તેની ખબર પડી નહિ. આથી તેના માત પિતાએ તેને મરી ગયલો ધારી લીધો અને તેના પિતાએ વીલ કર્યું. તેની પાસે વોરવીકશાયર અને પ્રાયરી એસ્ટેટ હતી. મારકવીસ પોતે મોન્ટગમરી વંશનો હોવાથી અને તેની સ્ત્રી એમર વંશની હોવાથી તેણે તે વખતના અર્લ ઓફ મોન્ટગમરીને પ્રાયરી એસ્ટેટ અને તેના નાના ભાઇને વોરવીકશાયરની એસ્ટેટનો એક ભાગ આપવા તથા બાકીનો ભાગ એમર વંશના વારસોને આપવાનુ નક્કી કર્યું. વોરવીક શાયરમાં તે વખતે કેથોલીક સંપ્રદાયનો મઠ હતો તેના પર મારકવીસને ધિક્કાર હતો તેથી વોરવીકશાયરની એસ્ટેટ જેને મળે તેણે બાવીસ વર્ષની ઉમ્મર પુરી થવા પહેલાં કેથોલીક સંપ્રદાય છોડી દેવો અને એ સંપ્રદાયના મઠના સમારકામ માટે એક પાઇ પણ ન આપવી એવી તેણે શરત કરી હતી.

એ મારકવીસ મરી ગયા પછી અચાનક તેનો દેશાવર ગયલો પુત્ર પાછો આવ્યો. તે લુંટારાઓના હાથમાં ફસાઇ તેઓનો ગુલામ થયો હતો પણ કર્મસંજોગે છટકી આવ્યો હતો. તેણે આવતાંની સાથેજ પોતાના બાપની મીલકતનો કબજો લીધો. આ સમયે વીલની ખબર ન હોવાથી અથવા ગમે તે કારણસર મોન્ટગમરી વંશના વારસોએ મીલકત પર દાવો કર્યો નહિ. વેલંડન

વંશ સુખચેનથી દિવસ પસાર કરવા લાગ્યો. તે પછી અઢારમી સદીના મધ્ય ભાગમાં ઇંગ્લંડની પ્રજાએ બળવો કર્યો ત્યારે પેલા વીલનો પત્તો મળ્યો અને એક બાહોશ વકીલે તેની અર્લ ઓફ મોન્ટગમરીને ખબર આપી. અર્લે વેલંડનના માર્કવીસ પર દાવો કર્યો એટલે માર્કવીસે અદાલતમાં ન જતાં વેલંડનની એસ્ટેટનો થોડોક ભાગ મોન્ટગમરીને આપી સમાધાની કરી લીધી. તે પછી મોન્ટગમરીનો અર્લ વેપારમાં પાયમાલ થઇ ગયો એટલે તેણે જે મીલકત વારસામાં મેળવી હતી તે પાછી માર્કવીસ ઓફ વેલંડનને વેચી નાખી. આ વેચાણખત થયા પછી વીસ વર્ષ વહી ગયા પછી હાલના અર્લના બાપે ફરી દાવો માંડયો. કાગળ પત્રો પરથી માલુમ પડયું કે જો દાવો પુરવાર થાય તો વોરવીકશાયરની મીલકત લોર્ડ રેમંડને અને પ્રાયરી એસ્ટેટ તેના મોટાભાઇને મળશે. મોન્ટગમરીની દેખાદેખીથી એમર કુટુંબે પણ દાવો માંડયો. તેઓનો આધાર પેલા વીલ પર હતો. કરજને લીધે. મોન્ટગમરીના વડીલે મીલકત વેચી નાખી હતી તેનું લખત કેટલું કિંમતી હતું તે હવે વાંચનાર સમજી શકશે. માર્કવીસ ઓફ વેલંડન એ વેચાણ ખત પર આધાર રાખતી હતી. પણ તેથી ફરનાન્ડા એમરનો દાવો રદ બાતલ થતો ન હતો. અર્લ ઓફ મોન્ટગમરીએ ત્રણ મહિના થયા એ વેચાણ ખત બનાવટી હોવાનું જણાવી એવો પુરાવો રજુ કર્યો હતો કે એ લખત મરનાર માર્ક-વીસે ૧૭૪૫ માં કરેલું કહેવાય છે પણ તે ૧૭૪૩ માં મરી ગયો હતો ને તેની કબર પરના લેખ તથા મૃત્યુ પત્રકમાંની નોંધ પરથી સાબીત થઇ જાય છે એટલે આ લખત બનાવટી છે.

ચેન્સરી કોર્ટના માસ્ટરે ઉપર મુજબનો રિપોર્ટ કરી મોન્ટગમરી અને એમરનો દાવો સાચો હોવાની હિમાયત કરી. વીલની સરત મુજબ લોર્ડ રેમંડ હાજર નહિ થવાથી તેનો ભાગ તેના મોટા ભાઇ અને લેડી હોલ્ડરનેસને વહેંચી આપવાની ભલામણ થઇ. અને કેસની સુનાવણી મુલતવી રહી.

એજ દિને પાછલે પહોરે પાંચેક વાગાને શુમારે યુજીની મોન્ટ-ગમરી લેડી હોલ્ડરનેસ સાથે વેલંડન પ્રાયરી આગળ ગાડીમાંથી

હતો. બન્ને દિવાનખાનામાં બેઠાં. માસ્યોનેસે બન્નેને ચીઠી લખી બોલાવ્યાં હતાં એટલે તે શું કહેવા માગતી હશે તે વિષે મોન્ટગમરી અનેક તર્ક કરી રહ્યો હતો. પણ ફરનાન્ડા તદ્દન શાંત હતી. થોડીજવારમાં ત્યાં લોરા—યાને માર્સ્યોનેસ ઓફ વેલંડન આવી લાગી અને એક ખુરશી પર બેસી તેણે વાત શરૂ કરી. તેના ચહેરા પર પવિત્રતાનું તેજ જાણે ઝગઝગી રહ્યું હોય એવો જોનારને ભાસ થતો. આ પ્રશાંત મુર્તિ પ્રબલ વિલાસીની હશે એમ મોન્ટગમરી માની શકયો નહિ. તે સંદિગ્ધ મને લોરા તરફ જોઇ રહ્યો.

"મેં તમને બન્નેને મળવા બોલાવ્યા તેથી તમને અજાયબી ઉપજી હશે. પણ આજે સવારે મુકદમાનો રંગ જોઇ મેં આપસમાં સમાધાની કરી નાખવાનો નિશ્ચય કર્યો છે."

"સમાધાની કરવાનો ?" ફરનાન્ડા વિસ્મીત થઇ.

"અમારી તો લગભગ જીત થઇ ચુકી છે." અર્થે કહ્યું.

"હજુ કેસ પુરો થયો નથી. લોર્ડ ચાન્સેલરનો ચુકાદો બાકી છે."

"માસ્ટરનો રિપોર્ટજ ચાન્સેલર મંજુર કરશે."

"લેડી હોલ્ડરનેસ ! હજુ ઘણા પુરાવા બાકી છે—" માર્સ્યોનેસ દ્દઢતાથી બોલી.

"હજુ બીજા પુરાવા છે ?

"હા ઘણા પુરાવા છે. અને તે રજુ થશે તો કેસનો તમામ રંગ બદલાઇ જશે તે વિષે કંઇ શક નથી. કોર્ટમાં ફેંસલો થતાં ઘણો સમય થશે તેને બદલે આપણેજ બે કલાકમાં ફડચો કરી નાખીએ તો કેવું ? તમારો શો વિચાર છે."

"મશ્કરી કરો છો ?" ફરનાન્ડા બબડી.

"આમાં મશ્કરી જેવું શું છે ? તમારી વિરૂધ્ધ કેવા કેવા ભયંકર પુરાવા છે તેની તમને ખબર નથી. એ પુરાવા જાહેર કરવાની મને ફરજ ન પડે તે માટે હું તમને સમાધાની કરવાનું કહું છું."

લેડી વેલંડનની ગંભીર પ્રકૃતિ જોઇ ફરનાન્ડા ખળી ગઇ પણ તેણે મનોભાવ વ્યક્ત થવા દીધો નહિ. મોન્ટગમરીએ તેના કાનમાં ધીમેથી કહ્યું: "જરા એની મશ્કરી કરી જોઇએ."

"વારૂ, તમારી મરજી હોય તો આપણેજ આપણો ન્યાય કરવા બેસીએ." અર્લે મારશ્યોનેસને કહ્યું.

તરત બેરાએ ઘંટી વગાડી અને બારણું ખોલી એક વૃધ્ધ પુરૂષ અંદર આવ્યો. તેને જોતાંજ મોન્ટગમરી ચમકીને બોલી ઉઠયો: "ઓસ્ટીન!"

"આહ! તમે એને ઓળખતા લાગો છો:" બેરા હસી. પછી ઓસ્ટીન તરફ જોઇ તેણે પુછ્યું: "તું આ બે જણને ઓળખે છે?"

"જી હા. આ અર્લ ઓફ મોન્ટગમરી અને આ મીસ ફરનાન્ડા ઉર્ફે લેડી હોલડરનેસ છે."

"એમને વિષે તું જે જાણતો હોય તે કહે."

"ચાર મહીના પર વેલંડનની પાસેના મારા મકાન પર આવી અર્લે કહ્યું કે જો હું એમનુ એક કામ કરૂં તો મને ભારે ઇનામ મળશે. મેં હા પાડી એટલે એમણે મને બરમીંગહામ મોકલ્યો." ઓસ્ટીને જબાની આપવા માંડી.

"શા માટે?"

"દેવળના દરવાજા ખોલવાની ચાવીઓ, કબ્ર ખોદવાના હથીઆરો સીમેંટ, તથા ચોક્કસ લેખવાળી આરસપહાણની તખતી લેવા માટે. હું એ ચીજો ખરીદી લાવ્યો. તે પછી અર્લે અમુક દિને એક સ્ત્રી સાથે આવવાનો એક પત્ર લખ્યો અને તે મુજબ બંન્ને ગાડીમાં આવ્યાં. બંન્નેના ચહેરા બુરખાથી ઢાંકેલા હતા. મીસ એમર ફલીંગટન ગઇ અને ગાડી પાછી આવી પણ મીસ એમર ત્યાંજ રહી."

"રહી શું થયું?"

"અર્લ બે મશાલીઓ સાથે સીમેંટ અને હથીઆરો સાથે દેવળમાં ગયા."

"પેલી તખતી ?"

"તે પણ સાથે લઈ ગયા."

"તે પર શું લખ્યું હતું ?"

"તે પર વેલંડનના જેલા મારકવીસના પિતા ૧૭૪૩માં મરણ પામવાની હકીકત હતી."

"જાઓ, બીજા સાક્ષીને મોકલો." મારસ્મોનેસે કહ્યું અને ઓરકીન બહાર ગયો. તે પછી મીસીસ બુશમેન અંદર આવી,

"તું આ લોકો વિષે શું જાણે છે ?"

"ત્રણેક મહીનાની વાત ઉપર મીસ એમરે કલીંગટનમાં મારા ઘર આગળ બહુ ગભરામણી હાલતમાં આવીને કહ્યું કે થોડા સમય-માં બે માણસ સાથે અર્લ ઓફ મોન્ટગમરી આવનાર છે માટે તેઓની મહેમાનગીરી માટે તૈયારી કરવી. તે પછી તેણે મને બહાર મોકલી બે ત્રંક અને મધ્યમ વર્ગના પુરૂષોને પહેરવા લાયક કપડા ખરીદી લાવવા કહ્યું. સવારે અર્લ બે બદમાસ માણસો સાથે આવી પુગ્યા. એ બે જણે હજામત કરાવી પેલા કપડા પહેર્યા ત્યારેજ તેઓ જરા સારા લાગ્યા હતા.

"તે વખતે તારાથી કંઇ ભૂલ થઇ હતી ?"

"હા. મેં અર્લને "મારા લોર્ડ" કહી બોલાવ્યા હતા તેથી તે ઘણા ગુસ્સે થયા હતા."

"જા, બીજા સાક્ષીને મોકલ."

"આ ફારસ ક્યાં સુધી ચલાવવો છે ?" ફરનાન્ડા ખીજવાઇ.

"ફરનાન્ડા ! ધીરજ ધર. આ આપણી પરીક્ષા થાય છે. થોડી-વાર પછી એની પણ પરીક્ષા થશે."

અર્લના શબ્દો સાંભળી લોરા જરા કંપી ગઇ પણ તરતજ ગંભીર ભાવ ધારણ કરી સાક્ષીની રાહ જોવા લાગી.

ત્રીજા સાક્ષી તરીકે કેરોટી પોલ હાજર થઇ. અર્લ અને ફર-નાન્ડાએ તેને કદિ જોઇ ન્હોતી એટલે બંન્ને આ મવાલી સ્ત્રીને જોઇ

અજબ થયા.

"તારૂં નામ શું ?

"મેરી પ્રાઇસ !" અર્લ મોન્ટગમરી એક ખાસ કામ માટે મારા બાપને લઇ ગયા હતા. મારા પિતા સાથે જોસફ વેરન નામનો માણસ હતો. બંન્ને હમણાં ન્યુગેટ જેલમાં છે."

"તારા બાપુને તથા જોસફને શું કામ સોંપાયું હતું ?"

"એક ખુબસુરત જવાનને પુલના પુસ્તામાં દાટી દેવાનું."

"મરતી વખતે એ યુવાને કોઇનું નામ દીધું હતું ?"

"હા. તેણે ફરનાન્ડાનું નામ દીધું હતું."

"ફરનાન્ડા આ સાંભળી ગુસ્સાથી લાલ લાલ થઇ ગઇ અને મારસ્થોનેસ તરફ તીવ્ર નજરે જોઇ ઓક કરડવા લાગી."

"તારા બાપ અને જોસફ. વેરને બીજું શું કામ કર્યું હતું ?"

"રાતે એક દેવળમાં જઇ કબર ખોદી હતી અને અર્લે મૃત્યુમાં પત્રકમાં કંઇ ફેરફાર કર્યો હતો."

"કબર ખોદવાની કંઇ સાબીતી છે?"

"મારો બાપ એક લાશની આંગળીમાંથી આ વીંટી કાઢી લાવ્યો હતો." કહી કેરોટી પોલે મારસ્થોનેસના હાથમાં એક વીંટી મુકી.

"આ વીંટી પર વેલંડન વંશના મુકુટનું ચિન્હ છે. તમારે આ સાક્ષીને કંઇ પુછવું હોય તો પુછો."

બન્ને ચુપ ચુપ બેસી રહયા એટલે બોરાએ પોલને રજા આપી.

હવે પાદરી રોબર્ટસે જબાની આપી. તેણે કબર પરથી કાઢી નાખેલી તખ્તી રજુ કરી જણાવ્યું કે આમાં મરણની સાલ ૧૭૪૩ ની લખી છે પણ મૃત્યુ પત્રકમાં જયાં ૧૭૪૫ માં મરણ પામેલાઓના નામો છે તેમાંના મારકવીસના નામ પર ૧૭૪૩ ની સાલ કરવામાં આવી છે.

“હવે નાટક પુરો થયો.” રોબર્ટ્સ ગયા પછી અર્થે કહ્યું.

“નાટક કહો કે ગમે તે કહો પણ જો આ પુરાવાઓ કોર્ટમાં રજુ થશે તો ગુન્હો શો આવશે તે તમે સમજી શકશો. બેટી હોલ્ડરનેસ! માલ્ડનના પુલ પરના ખુનમાં તમે સામેલ હતાં ને વિષે કંઇ શક નથી. લોર્ડ રેમંડ તમારા પ્રેમમાં પાગલ થયા હતા. તેને તમે નિરાશ કરવાથી તે હતાશ થઇ એકાંતમાં રહેતા હતાં તે પછી તમે બન્નેએ તેનો લાગ મેળવવા માટે તેનું ખુન કરવાનો વિચાર કર્યો. તમને જોતાંજ તે પ્રસન્ન થઇ ગયો. તમે તેને કંઇ બહાનું કાઢી પુલ પાસે લઇ ગયા અને ત્યાં—”

“બસ કરો. મેં મુર્ખાઇથી તને જે વાત પેલી રાતે કહી દીધી હતી તેમાં મીઠું મરચું ઉમેરીને તેં એક રસીલી કહાણી જોડી કાઢી છે.” અર્થ મોન્ટગમરી ગુસ્સે થઇ બોલ્યો.

રેનોલ્ડસની અજબ રસીલી, ભયંકર ભેદભરમો અને કાવાદાવાથી ભરપૂર, હવસ અને પ્રેમના મનમોહક પ્રસંગોથી રસબસતી વારતા.

# રોઝા લામ્બર્ટ
## અથવા
# પાદરીની પુત્રી.

જગવિખ્યાત અંગ્રેજ નોવેલીસ્ટ રેનોલ્ડસની તારીફ કરવી તે સોના પર ઢોળ ચઢાવવા સમાન છે. આ વારતા ચાર ભાગમાં પુરી થશે. એક ભાગ આજેજ તૈયાર છે. બીજા ત્રણ ભાગો જલદી જલદી પ્રગટ થશે.

અમે લંડન રાજ રહસ્યની બાર ભાગની ગંજાવર સીરીઝ સમ્પુર્ણ કરી છે એટલે તમારે આ ચાર ભાગ માટે વધુવાર ગોભવાનું છેજ નહિ.

એક પાદરીની ખુબસુરત પુત્રી ગામડાંમાંથી ભ્રષ્ટ થઇ લંડન શહેરમાં જાય છે અને ત્યાં પારલામેંટના સભાસદ, લશ્કરી કેપટન, અમીર ઉમરાવો વિગેરેને પોતાના જોબનના જાદુપર નચાવી અંતે પાયમાલ થાય છે. લંડનના ભયંકર વેશ્યાખાનાંઓ, અમીર ઉમરાવોના ઘરમાં સડેલો વ્યભિચાર, ગોરા ભ્રષ્ટ જીવનો વિગેરે વિગેરે અનેક રોમહર્ષક ઘટનાઓથી ભરપુર.

આ વારતા વાંચવી તે જીંદગીનો એક અનુપમ લ્હાવો છે. ચાર ભાગની સીરીઝના ગ્રાહક થવા માટે આઠ આનાની રજીસ્ટર ફી ભરવાથી દરેક ભાગ રૂ. દોઢને બદલે રૂ. ૧ માં મળશે.

**વીલાસ ઓફીસ,**

**બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.**

## પ્રકરણ ૨૦૬ મું.

### બીજી પરિક્ષા.

અર્લ મોન્ટઅમરીના શબ્દો મારક્વોનેસને વજ્ર ઘાત જેવા લાગ્યા. તેની ખાત્રી થઇ કે તેનો દુશ્મન પક્ષ સહજમાં નમે તેવો નથી. તેણે પોતાનો ખરો મનોભાવ છુપાવવાને ઘણી કોશીષ કરી. પણ આ સમયે તે નિષ્ફળ થઇ.

"અત્યાર સુધી તમે અમારા દીલ દુભાવ્યા. હવે તમારે અમારી પેઠેજ બળવું પડશે." મારક્વોનેસનું દુ:ખી વદન જોઇ ખુશી થતો અર્લ બોલ્યો.

"આપણે ત્રણે આપણાજ મુકદમાનો ન્યાય કરીએ એવો નિશ્ચય કર્યો છે. અમે તમારા સાક્ષીઓની જબાની શાંતિથી સાંભળી લીધી. હવે તમારે પણ અમારી વાત સાંભળવી પડશે." ફરનાન્ડાએ કહ્યું

"મને તે સામે કંઇ વાંધો નથી. પણ મેં જે પુરા રજુ કર્યા છે તેનો તમે ઇનકાર કરો છો?"

"લેડી વેલંડન! હવે જુઠું બોલવાની જરા પણ જરૂર નથી. અમે જે પાપો કર્યાં છે તેનો અમે ખુલ્લા દીલથી સ્વીકાર કરીએ છીએ. પાપ કર્મમાં હરિફાઇ હોતી નથી. વખત આવે અમે તે માટે પસ્તાવો પણ કરીશું. પણ હવે થયું તે નહિ થયું થવાનું નથી."

"પસ્તાવો?" દુષ્ટ ફરનાન્ડા છેડાઇ. "યુજીની! મને પસ્તાવા સાથે કંઇ સંબંધ નથી. તમારે મારે વિષે આવી વાત કરવી નહિ."

લેડી વેલંડન આ દુષ્ટ પિશાચીનીની ભયંકર મુર્તિ જોઇ જરા થરથરી ગઇ.

"લેડી વેલંડન!" અર્લે થોડી વાર પછી બોરા તરફ તીક્ષણ નજરે જોઇ કહ્યું: "તમારી નીપુણતા અને અપુર્વ છલકૌશલ માટે હું તમારી પ્રશંસા કરૂં છું. તમે તમારા ગુપ્ત કેલી મંદિરમાં મને પ્રેમમાં પાગલ બનાવી મારા બધા ભેદો જાણી લીધા હતા અને તેથીજ કબર ખોદી બીજી તખ્તી લગાડવા, રજીસ્ટરમાં ફેરફાર કરવા તથા રેમંડનું

ખુન કરવાની ખબર તમને અનાયાસ મળી ગઈ હતી. એ બધી ખબરોને સાબીત કરવા માટે તમે વેલંડનમાં જઈ જે તપાસ ચલાવી છે તે માટે તમને ધન્યવાદ ઘટે છે."

"આવી રીતે મારૂં અપમાન શા માટે કરો છો ? આનો અર્થ શો ?" ગંભીર ચહેરે માર્સ્યોનેસ બોલી.

"લોરા ! એનો અર્થ એ છે કે બહારથી સૌમ્ય જણાવા છતાં તારા જીગરમાં પ્રેમનો જ્વાલામુખી ભડકી રહ્યો છે. આજે લગભગ વીસ વર્ષ થયાં તું સાધવી વિધવાના વેષમાં ફરે છે પણ તારો વેષ દુનીઆની આંખમાં ધુળ નાખનારો છે. તું મારી અને એક બીજા ગૃહસ્થની પ્રેમપાત્રી થઈ હતી."

"તમારી વાત તદન જુઠી છે. આવી રીતે પારકાની નિંદા કરતાં તમારે શરમાવું જોઈએ." અભિમાનથી મસ્તક ઉંચું રાખી બેઠી વેલંડન બોલી.

"મુજીની ! એકવાર એને એનું કેળી ભવન બતાવી દેને કે બધી પંચાત મટી જાય." ફરનાન્ડાએ તાણો માર્યો.

"તમારી વાત તદન જુઠી છે. છતાં જો તમારામાં હિમ્મત હોય તો એ વાત સાબીત કરી આપો. ચાલો."

ત્રણે જણ ઓરડામાંથી બહાર નીકળ્યા. થોડેક દુર જઈ માર્સ્યોનેસે એક ઓરડો ખોલી કહ્યું: "આ મારૂં શયનગૃહ છે.

અર્લ મોન્ટગમરી ઓરડામાં ગયો. તેણે પલકવારમાં ચારે તરફ નજર ફેરવી પણ મચ્છરદાની અને બારીના પરદા આખા હોવાથી તેણે લોરાને કહ્યું: "નહિ સુંદરી ! પેલું રંગભવન આ નથી."

"તો શોધી કાઢો."

અર્લ એક પછી એક ઓરડા તપાસવા લાગ્યો. અંતે તે દક્ષિણ દિશા તરફના એક બંધ ઓરડા તરફ ગયો. લોરા તેને તે તરફ જતો જોઈ ગુસ્સાથી બોલી: "જુઓ, આ મકાન તમારૂં નથી."

"ચાલ, ચાલ, ફરનાન્ડા ! પતો મળી ગયો."

અર્લ તે ઓરડાના દ્વાર પાસે જઇ ઉભો રહયો. બારણાં અંદરથી બંધ હતા. અર્લે લાત મારી બારણું ખોલી નાખ્યું. મારસ્યોનેસનો ચહેરો મોત જેવો ફીકો થઇ ગયો. તે દીવાલને અઢેલી જેમ તેમ ઉભી રહી.

"લોરા! તે રાતે મારી આંખે પાટા બાંધી તું મને અહિં લઇ આવી ત્યારે તું ગુસ્સે થઇ ન હતી?"

"એ બધું તરકટ છે."

"નહિ. તદ્દન સાચું છે. તારે સાબીતી જોઇએ છે?"

"હા. લાવો શી સાબીતી છે?"

"આ રહે—" કહી અર્લે પેલા કપડાના કટકા તેને બતાવ્યા. હવે મારસ્યોનેસ હારી. તે સોફા પર બેસી બબડી:—"મને પુરેપુરો દગો થયો."

"જો આ પરદા પણ કાપેલા છે ને તેની સાથે આ કટકા આબાદ મળે છે." અર્લે કહ્યું.

"તમે તમારા પાપ કબુલ કર્યા છે. તો હવે હું પણ એ કબુલી દઉં છું. તમારી વાતથી એટલુંજ પુરવાર થાય છે કે હું વિલાસીની છું. મોન્ટગમરી અને એમર વંશે કયે દહાડે પવિત્રતા જાળવી છે? હું પણ એજ વંશની છું. તમે મને વિલાસીની ઠરાવી મારી નીંદા કરાવી શકશો પણ ખુનીની! તમે અને ફરાનાન્ડા તો ખુની છો."

"લોરા! જેવા અમે છીએ તેવી તું પણ છે. અમારા હાથ મારા ભાઇના ખુનમાં ખરડાયા છે ને તેં તારા પતિને ઝેર દઇ મારી નાખ્યો છે."

મારસ્યોનેસના કલેજામાં આ શબ્દ બાણ જેવું ભોંકાયું. તેની ખાત્રી થઇ કે અર્લ તેની બધી પોલ જાણે છે.

"આપણે એકબીજાની બધી વાત જાણીયે છીએ માટે આપસમાં સલાહ કરવામાંજ સાર છે."

"જો આપણે સલાહ કરી નાખીએ તો તું સાક્ષીઓના મ્હોં બંધ રાખી શકશે?" અલે પુછ્યું.

"હા. અને તમે?"

"હું પણ તારા કેલી મંદિરની કે મારકવીસના મરણની બેઠી વાત કોઇને કહીશ નહિ."

"ફરનાન્ડા! તું પણ આ વાતમાં રાજી છે ને?" લેડી વેલંડને ફરનાન્ડા તરફ મીઠી નજર કરી પુછ્યું.

"હા. કોર્ટમાં કેસ ચાલશે તો આપણી ત્રણેની પાયમાલી થશે. જો તમે કહો તો હું એક સુચના કરૂં—"

અર્લ લેડી વેલંડનનો હાથ પકડી ઉભો હતો તે ફરનાન્ડાની વાત સાંભળી બોલી ઉઠયો: "શી સુચના?"

"વોરવીક શાયરનો જે ભાગ મને મળવાનો છે તે મને આપો અને લેડી વેલંડન! તમે જલદી જલદી લેડી મોન્ટગમરી બની જાઓ."

આ શબ્દોએ જાદુઇ અસર કરી. મારસ્યોનેસ અને અર્લ એક બીજા તરફ જોઇ હસી પડયાં. બંન્નેનો ક્રોધ હવામાં ઉડી ગયો.

"લોરા! તે દિને તેં મને કેટલો પ્યાર કર્યો હતો તે યાદ છે ને?"

"હા. અને મેં પણ કહ્યું હતું ને કે હું બદસુરત નથી!"

"લોરા! હું તો તને પરમ સુંદરી માનું છું."

"તો પછી ઢીલ શાની? મીઆ બીબી રાજી છો તો જલદી લગન કરી નાખો." ફરનાન્ડા હસીને બોલી.

"મને કંઇ હરકત નથી." મારસ્યોનેસ શરમાઇને નીચી નજરે જોતી બોલી. અર્લે તેને છાતી સરસી ચાંપી તેના મોહક અધર પર ચુંબનની મહોર મારી.

## ગુજરાતનું સસ્તામાં સસ્તું લોકપ્રીય માસીક.

### સામાજીક, રાજદ્વારી, આર્થિક અને ધાર્મિક સવાલોની સ્વતંત્ર ચર્ચા.

# વિલાસ—વિલાસ—વિલાસ.

વાર્ષિક લવાજમ રૂ. ૩-૪ (વી. પી. સાથે.)

દર વર્ષે એક વારતાની ચોપડી ભેટ મળે છે. ચોથા વર્ષની ભેટ—મહાન અંગ્રેજ નોવેલીસ્ટ રેનોલ્ડસની અદ્દભુત વારતા—રોઝા લામ્બર્ટનો ૧ લો ભાગ (કિં. રૂ. ૧॥) દોઢ રૂપીઆની ભેટની ચોપડી બાદ કરતાં ફકત રૂપીઆ દોઢમાંજ "વિલાસ" જેવું સાર્વજનિક માસિક મળે છે.

**દર મહિનાની ૧ લી તારીખે નિયમિત પ્રગટ થાય છે.**

આ માસિક ગુજરાતના સુવિખ્યાત લેખક રા. મધુકરના સહતંત્રીપદ નીચે પ્રગટ થાય છે એટલે લેખોની ચુંટણી રસભરીજ થાય છે તે વિષે કંઈ શકજ નથી. આ એકજ માસિક વાંચવાથી જગતની સઘળી ચળવળોની માહિતિ મળી જશે.

નમુનાનો અંક ચાર આનાની ટીકીટ મોકલી મંગાવી જુઓ. તમને આ માસિક વિના ચાલશેજ નહિ.

**વીલાસ ઓફીસ,**

બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

## પ્રકરણ ૨૦૭–મું.

### મેલમથનું વેર.

બીજે દીને મેલમથ નોઇટસ બ્રીજ પરથી હોઇડ પાર્ક તરફ જતો હતો. તે વખતે તેના ચહેરા પર ભયાનક લાગણી છવાઇ રહી હતી. તેણે જાણે કોઇ ભયંકર કામ કરવાનો નિશ્ચય કર્યો હોય એમ તેને જોતાજ લાગી આવતું હતું. પાર્ક લેન પાસે જતાં ઘડીઆળમાં નવના ટકોરા થયા અને તેજ પળે તેનો મોટો છોકરો જેમ્સ તેને મળી ગયો.

" જેમ્સ ! તું આવ્યો ! સારૂં થયું. આજે મને ભયંકર આ શંકા થયા કરે છે. તારા ભાઇ બહેન ક્યાં છે ? મેલમથે પુછ્યું.

" ગ્રબ સ્ટ્રીટમાં ફીચીન કેનમાં. ત્યાં તેમના જેવા ઘણા છોકરા છે. ફીંચીન ગ્રેંડ પણ ભલો માણસ હતો.

" મેલમથે પોતાના બાળકોને ચોરીનો ધંધો શીખવા માટે ફીંચીન કેનમાં મુકયા હતા. જેમ્સની વાત સાંભળી તે જરા કંપ્યો. પણ હવે પાછા હઠવાનો સમય ન્હોતો.

" એ બાળકોને ત્યાં સારી તાલીમ મળે છે ને ?"

" હા. તમારા કહેવા મુજબ હું બે પીસ્તોલ લાવ્યો છું. પણ બાપા ! આ પીસ્તોલને તમે શું કરશો ?"

" પીસ્તોલ લઇ શું કરીશ ! જેમ્સ ! જરા વિચાર કરી જો. મારા પર કેવા દુઃખો પડયા છે ? તારી મા કબરમાંથી વેર લેવાની ચીસ પાડી રહી છે તે તું સાંભળતો નથી ?" મેલમથ ભયંકર અવાજે બોલ્યો.

" બાપા ! હું માનું વેર લેવા તૈયાર છું. ચર્સટનની દાસી તેના છોકરાને લઇ હમણાં આવતી હશે."

" તને બરાબર ખબર છે ?"

"હા. હું રોજ તેને બગીચામાં આવતી જોઉં છું."

"તો આજે તે આવે કે તરત મરસટનના છોકરાને ઉપાડીને ફીંચીન કેનમાં લઇ જજે. તેને ચોરીનો ધંધો શીખવજે. બધા પાપોમાં પાવરધો બનાવજે. જો તે જીવતો રહે તો દશ વરસ સુધી તેના મા બાપની તેને ખબર આપતો ના. જોજે, મરસટન તેને શોધવા માટે આકાશ પાતાળ એક કરી નાખશે પણ જો તું ડરી જઇને કે ઇનામની લાલચે તેને તેનો છોકરો સોંપી દેશે તો હું તને ભયંકર શાપ દઇશ."

"બાપા! હું પ્રતિજ્ઞા લઉં છું કે હું તમારા કહેવા પ્રમાણેજ ચાલીશ."

"શાબાસ દીકરા! એ બદમાસ ડાક્ટરે તારી બહેનની લાશને એક શીશીમાં રાખી ભરી છે. શું આપણે ગરીબ છીએ તેથી એ બદમાસ આપણી છોકરીની લાશ પણ ઠેકાણે પાડવા ન દે? એના છોકરાને બદમાસ બનાવવાથી તારી નાની બહેનનું વેર વળી રહેશે."

"અને જે શ્રીમંતના ઘર આગળ મા મરી ગઇ હતી તેને?"

"આ બાટલી લે." કહી મેલમથે તરત સળગી ઉઠે એવા પદારથવાળી એક બાટલી જેમ્સને આપી: "જ્યારે એ ઉમરાવના ઘરમાં મીજબાની ચાલતી હોયે, રંગરાગ ઉડતા હોય ત્યારે દુરથી આ બાટલી તેના ઘરમાં ફેંકી દેજે અને તરત નાસી જજે. પછી શું થાય છે તેનો તમાસો જોજે."

"વારૂ—બાપા! હું એમજ કરીશ. આ પીસ્તોલને શું કરશો?"

"આ પીસ્તોલથી આ દેશના બદમાસ ગાડી વાળાનો જાન લઇશ અને બીજી પીસ્તોલથી મારી જીંદગીનો છેડો લાવી નાખીશ. જેમ્સ! હવે છેલ્લી સલામ! તારા ભાઇ બહેનનું રક્ષણ કરજે અને મેં કહ્યું તેમ કરી તારી બહેનનું અને તારી માનુ વેર લેજે મેલમથ આટલું બોલ્યો તો ખરો; પણ તેનું ગળું ભરાઇ આવ્યું. તેણે પોતાના છોકરાને છેલ્લી વાર છાતી સરસો ચાંપ્યો. બન્નેની

આંખમાં પાણી ભરાઇ આવ્યાં. પણ મેલમથે તરતજ પત્થરની છાતી કરી આંસુ લુછી નાખ્યાં.

"હવે શોકની કંઇ જરૂર નથી. વેર—વેર અને વેર! જો પેલી બાઇ કોણ છે?"

"એજ થર્સ્ટનની દાસી છોકરા સાથે આવી પહોંચી."

પાસેના બગીચામાં એક આધેડ ઉમ્મરની બાઇ પાંચ વર્ષના છોકરા સાથે દાખલ થઇ. મેલમથ એમ સમજતો હતો કે આ છોકરો ડા. થર્સ્ટનનો છે. ખરી વાત એ હતી કે તે રાજકુમારી સોણીઆનો પુત્ર હતો કે જેને તે ડો. થર્સ્ટનને છુપી રીતે સોંપી આવી હતી. આ બીના પહેલા ભાગમાં આવી ગઇ છે.

બગીચામાં દાસી ધીમે ધીમે ફરતી હતી. થર્સ્ટનનો છોકરો તેના ખોળામાં ઉંઘતો હતો. દાસી એક જગાએ જઇ બેસી ગઇ. બગીચામાં આ સમયે બીજા માણસો ન્હોતા એટલે બાપ દીકરો એકદમ દાસી પાસે જઇ પહોંચ્યા અને મેલમથે કરડાકીથી કહ્યું: "ચુપચાપ છોકરો આપી દે."

દાસી ગભરાઇ ગઇ. તે થરથર ધ્રુજતી ભયભીત નજરે મેલમથનેજ જોઇ રહી. મેલમથે પીસ્તોલ બતાવી. દાસીના હોંસકોસ ઉડી ગયા. આ તકનો લાભ લઇ જેમ્સે પેલો છોકરો દાસી પાસેથી છીનવી લીધો અને તે પોતાના બાપને છેલ્લી સલામ કરી જીવ લઇને નાસી ગયો.

"જા—હવે તારા થર્સ્ટનને જઇને કહેજે કે જે નરરાક્ષસની છોકરીની લાશ તેણે શીશામાં ભરી રાખી છે તેજ તેના છોકરાને ઉપાડી ગયો છે. જા—"

દાસી ભયથી બાવરી બની સ્તબ્ધ થઇ ગઇ હતી. તેને આટલા શબ્દો કહી મેલમથ વીજળીક વેગે ત્યાંથી ગુમ થઇ ગયો.

## સાહીત્યની દુનીઆમાં ખળભળાટ

ગુજરાતના બંડખોર નવલકથાકાર રા. મધુકરની

બે અદ્‌ભુત સ્વતંત્ર કૃતિઓ.

# બેગમ કે બલા?

આ પુસ્તકમાં દેશી રજવાડાના કારસ્થાનો, બંડખોરોનાં કાવત્રાં, શરાબ અને સુંદરી પાછળ પાયમાલ થતા આજકાલના ઠાકરડાઓ, બે બદામની નાચનારીનો બેગમ તરીકેનો દોરદમામ અને દેશી રાજ્યોનું ભવિષ્ય વિગેરે અદ્‌ભુત પ્રસંગો રા. મધુકરે પોતાની હૃદયસ્પર્શી મોહક શૈલીમાં વર્ણવ્યા છે. ચાર ચિત્રો સાથે.

કિં. રૂ. ૨-૮ "વિલાસ"ના ગ્રાહકોને રૂ. ૨.

---

# માયાની પૂતળીઓ

યાને

## એક આશકની સાત માશુકો.

રા. મધુકરની આ અદ્‌ભુત વારતાઓ વાંચ્યા વિના તમારો છુટકો જ નથી. પ્રેમરસથી છલબલતી સાત સમ્પુર્ણ વારતાઓ. સચિત્ર.

કિં. ફકત રૂ. ૧-૪-૦.

વીલાસ ઓફીસ,

બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.

## પ્રકરણ ૨૦૮ મું.

### ભયંકર ભુલ.

થરમટનના પુત્રની ચોરી થઇ તેને બીજે દિને બપોરે વીંડસર કેસલથી નીકળી રાજ કુમારી એમેલીઆ જલદી જલદી બગીચામાં ગઇ. તેના વદન પર આનંદ ન્હોતો, ઉત્સાહ ન્હોતો. ચિંતાથી તેનું ખુબસુરત વદન મ્લાન થઇ ગયું હતું. તેનો પ્રેમી રીચર્ડસ્ટ્રેટ ફર્ડ તેનો સાવકો ભાઇ છે એ બીના જાહેર થવાથી તેના પર વજ્ર ઘાત થયો હતો અને બિચારીની આખી જીંદગી ધુળમાં મળી ગઇ હતી. રીચર્ડ સ્ટેમ્ફર્ડ તેને એક પત્ર લખી મળવા બોલાવી હતી. એ કમનસિબ બેરોનેટે ઇંગ્લંડ છોડી જવાનો નિશ્ચય કર્યો હતો અને તેથી છેલ્લી વાર પોતાની પ્રણયીનીના દર્શન કરવાને તેણે તેને બગીચામાં મળવાની વિનંતી કરી હતી. બાગના એકાંત સ્થળમાં રીચર્ડ તેને મળ્યો. તેના ચહેરા પર તેજ ન્હોતું. થોડાજ દિવસમાં શરીર ગળી ગયું હતું અને આંખો ઉંડી ઉતરી ગઇ હતી.

“એમીલીઆ ! આ આપણી છેલ્લી મુલાકાત છે” રીચર્ડ એમેલીઆની પાસે જઇ કરૂણ સ્વરે બોલ્યો.

“તમે ક્યાં જવા માગો છો ?”

“તેની મને પણ ખબર નથી. પણ હવે આ દેશમાં તો નથીજ રહેવું. તું શું કહે છે ?

“હવે આ દેશ છોડવામાં સાર છે. રીચર્ડ ! જ્યાં જાઓ ત્યાં તમે સુખી રહો એની હું હંમેશા પ્રાર્થના કરીશ.” એમેલીઆ આંસુ સારતી બોલી.

“હું તે જાણું છું. પણ વ્હાલી ! તારી શી દશા થશે ? તારાથી આ આફત કેમ સહન થશે ?”

“સહન તો નહિ થાય પણ કરૂં શું ! મારી જીંદગીની સઘળી આશા નષ્ટ થઇ ગઇ છે. હવે તો આખી જીંદગી રોવા-

માંજ જશે. રીચરડ ! આપણા જીગરના જખમની આ દુનીઆમાં ઇલાજ નથી. મેં જે ઘોર પાપ કરયું છે તે જો ન કરયું હોત તો હું આપઘાત કરી મારગે લાગત—" એમીલીઆ ઝારઝાર રોવા લાગી.

"એમીલીઆ !" વ્હાલથી તેનો હાથ પકડી રીચરડ બોલ્યો: "તેં કંઇ પાપ કરયું નથી. જ્યારે આપણે પ્રેમમાં પડયાં ત્યારે આપણી સગાઇની આપણને ખબર ન્હોતી. અજાણતા થયલી ભુલ પ્રભુ માફ કરે છે."

"રીચરડ ! તમારી પેઠેજ મારૂં મન માનતું હોય તો કેવું સારૂં !—પણ જુઓ ! પેલા ઝાડ નીચેથી પેલો માણસ આપણને તાકી તાકીને જોઇ રહયો છે." એમીલીઆની નજર થોડે દુર એક ઝાડ નીચે ઉભેલા મેલમથ પર ગઇ.

"નહિ. નહિ. આપણી પાછળ જાસુસી કરવાની કોઇને જરૂર નથી. તું ડર ના." રીચરડ તેને સમજાવવા લાગ્યો પણ એજ પળે મેલમથે સ્ટેમ્ફરડને પ્રિન્સ ઓફ વેલ્સ સમજીને સનનન કરતી ગોળી છોડી અને રીચરડ બેભાન થઇ જમીન પર તુટી પડયો. એમીલીઆ આ અચાનક આફતથી રોતી કકળતી રીચરડની લાશ પર પડી. તરત બીજો ધડાકો થયો અને મેલમથ જાતે આપઘાત કરી તુટી પડયો. એમીલીઆ તે જોઇ બેભાન થઇ ગઇ. તરત દોડાદોડ થઇ રહી. રાજમહેલમાંથી માણસો દોડી આવ્યા. તેઓ એકદમ એમીલીઆને મહેલમાં લઇ ગયા.

આ ભયંકર ખુનની વાત છુપી રાખી શકાય એવી ન્હોતી. એટલે શહેરમાં એવીજ વાત ફેલાઇ કે સર રીચડર સ્ટેમ્ફરડ બગીચામાં ફરતા હતા તેવામાં એક બદમાસે તેનું ખુન કરી પોતે પણ આપઘાત કરી જાન આપી દીધો. ખુનીનું મ્હો ગોળીના ઘાથી એવું છુંદાઇ ગયું હતું કે તે ઓળખી શકાયો નહિ. રાજકુમારી આ ભયંકર પ્રસંગે હાજર હતી એ વાત જાણી જોઇને દાબી દેવામાં આવી.

સર રીચડરની લાશને વીંડસરના રાજવંશી કબ્રસ્તાનમાં વિધિ પુર્વક દાટવામાં આવી પણ મેલમથની કોઇને દરકાર ન્હોતી. તેની લાશને ઝાડુવાળાઓ મારફતે ગરીબોના કબ્રસ્તાનમાં દાટી દેવામાં આવી અને આ રીતે મેલમથ ભયંકર ભુલથી પોતાના દુશ્મનને બદલે બાજુનુંજ ખુન કરી રસ્તે પડયો.

## ચાલો, બીજા મહાન સાહસની તૈયારી.

# લંડન રાજ-રહસ્ય

અથવા

## ધી મીસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડન.

ગોરા વિલાયતના કાળાં ભોપાળાં પહેલી સીરીઝમાં વાંચી ખુશ થયલા શોખીનો ! હવે આ બીજી સીરીઝનો લ્હાવો ચાખો.

**સાત ભાગમાં બીજી સીરીઝ સમ્પુર્ણ થશે.**

**દરેક ભાગની કિમ્મત રૂ. ૧.**

આઠ આના રજીસ્ટર ફી ભરી સીરીઝના ગ્રાહક થનારને દરેક ભાગ બાર આને મળશે.

## બીજી સીરીઝમાં શું વાંચશો?

ઇંગ્લંડની મહારાણીએ પોતાના પાટવી કુંવરની વહુ પ્રીન્સેસ કેરોલાઇનપર વ્યભિચારનો આરોપ મેલી તેને રાણીપદપરથી ભ્રષ્ટ કરવાને રચેલું ભયંકર કાવત્રું, રાજકુમારી સોફીઆનો પુત્ર ભયંકર બદમાશ તરિકે, એક રૂપસુંદરીપર આશક પડેલા છ આશકો, સોમ, મંગળ, બુધ, ગુરૂ, શુક્ર અને શનીવારે એક એક આશકે તેને જીતવાની કરેલી કોશેષ, એક રમણીના પ્રેમ માટે એક લાખ પાઉંડની બરબાદી કરનાર ઉમરાવ, ઉમરાવજાદીએ કરેલા ખુનો, મેગ્સમેનને પાણી પાય એવા મવાલીઓના દીલના રૂંવાં ખડાં કરનારાં કામો વિગેરે વિગેરે પ્રસંગો વાંચતાં તમે છક થઇ જશો.

આજેજ આઠ આના રજીસ્ટર ફીના મોકલી આખી સીરીઝના ગ્રાહક થઇ જવામાં તમનેજ લાભ છે.

**વીલાસ ઓફીસ,**

બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

# પ્રકરણ ૨૦૯ મું.

## કાળી નાગણ.

એજ દિને લોર્ડ અને લેડી હોલ્ડરનેસ કવેન્ડીશ સ્કવેરમાંના પોતાના મકાનના દિવાનખાનામાં બેસી ગંભીર વાત ચીત કરી રહ્યાં હતાં. ફરનાંડાના હાથમાં એક છાપું હતું. તેના ચહેરા પર વિજયનો ઉલ્લાસ હતો. પણ તેના ધણીની દશા તેવી ન્હોતી. તે આ દાનવીના પ્રેમમાં મુગ્ધ થઇ ખુની થયો હતો. તે ઉપરાંત ફરનાન્ડા વારંવાર તેને તાણા મારતી હતી. તેથી લોર્ડ હોલ્ડરનેસની મનોદશા અસહ્ય થઇ ગઇ હતી. તે સ્વભાવે ખુની ન્હોતો તેથી ખુન માટે તેનું જીગર ડંખતું હતું. પણ પોતાની રાક્ષસી સ્ત્રી સામે હિમ્મત બતાવવા માટે તે જેમ તેમ હસતું મ્હો રાખી બેઠો હતો.

"કેમ વોલ્ટર ! આપણો બેડો પાર થતો જાય છે ને? ફરનાન્ડા આંહકારી નજરે સ્વામી તરફ જોતી બોલી.

"હા. પણ કોણ જાણે કેમ હજુ મારા દીલમાંથી ભય નાબુદ થતો નથી. હવે એવું કેટલો વખત ચાલવાનું છે? બધી ખટપટ મટી જાય પછી આપણે મોજ ઉડાવી શકીશું."

"હજુ તમને ડર લાગે છે? ધન્ય છે તમારી પુરૂષ જાતને !"

"ફરનાન્ડા ! આવા તાણા શા માટે મારે છે ! તારા લાભ માટેજ મેં પાપ કરી આફત વહોરી લીધી હતી—"

"તમારો તેમાં કંઇ લાભ ન્હોતો?"

"ફોરબીટની દાયાના ખુનમાં તને મદદ કરવામાં મારો શો લાભ હતો.?"

"કંઇ પણ નહિ! તમારી પત્નીનું રક્ષણ કરવું તેમાં તમને કંઇ લાભ ન્હોતો ?" ફરનાન્ડાની આંખમાંથી વીજળી ઝરવા લાગી.

"હા. હા. આપણા બન્નેના લાભ હતા." આ ખુબસુરત બાલા પાસે લોર્ડ હોલ્ડરનેસ નમી ગયો.

"વીલીઆસ ડડલીંનું ખુન કરવાથી બે લાભ થયા છે. એક તો એ કે તે મારૂં પાપ જાહેર કરતો અટકી ગયો અને તેના ખુનનો આરોપ આર્થર ઇટન પર આવવાથી મારૂં પુરૂં વેર વળી ગયું."

"હા. પણ સેશન્સમાં આર્થર આપણી વિરૂધ્ધ પુરાવા રજુ કરશે તો?"

"નહિ. હવે એવો સંભવ નથી. આ છાપું વાંચો ફકત કરોલાઇનથી આપણે ડરવાનું હતું પણ તે મરી ગઇ છે. એટલે ડરનું કંઇજ કારણ નથી."

"જો વ્હાલી! મારા પર શક લાવવાનું આર્થરને કંઇ કારણ નથી. પણ તેને તારા પર થોડોક શક જરૂર હશે. જો કેરોલાઇને ન્યુગેટ જેલમાં આર્થરને મળી તેને બધી વાત કરી દીધી હશે તો?"

"એ સંભવીતજ નથી. જો તેમ હોત તો છાપામાં એ વાત છપાયા વિના રહેત નહિ અને આપણે કયારના ગીરફતાર થઇ ગયા હોત."

લોર્ડ હોલ્ડરનેસ ગીરફતારીની વાત સાંભળી કમ્પી ઉઠયો: "ગમે તેમ હોય પણ આર્થરના કેસનો ફૈંસલો ન થાય ત્યાં સુધી મને જંપ વળવાનો નથી. બે દિવસમાં જે તે ફેંસલો થઇ જશે."

"એમાં થવાનું શું છે? કાં તો આપણે અમનચેનથી જીંદગી ગાળીશું અથવા બન્ને સાથે મરી જઇશું"

"મરી જઇશું?" લોડર હોલ્ડરનેસ ધ્રુજી ગયો.

"હા. જો કોઇ આફત આવતી જણાશે તો તેને પુગી વળવાને તૈયાર રહેવું જોઇશે."

"શું આપઘાત કરીને?"

"હાસ્તો! કેમ ફાંસી કરતાં આપઘાત કરવો બહેતર નથી?"

લોર્ડ હોલ્ડરનેસ કંઇ બોલ્યો નહિ. તેનું આખું શરીર ધ્રુજી રહ્યું ફરનાન્ડા ડર જેવી કોઇ ચીજ જાણતીજ ન્હોતી.

## વીકટોરીઆ ક્રૉસની સ્ટાઈલપર

## લખાયલી સ્વતંત્ર વારતા

# માયાની પૂતળીઓ

અથવા

## એક આશકની સાત માશુકો.

આ કંઇ ગપાં નથી પણ એક બીનઅનુભવી રંગીલા યુવાનની સાચી કરમકથા છે. બહારથી સુંદર જણાતી ઘેરી મુંબઇ નગરીમાં કાચી વયના યુવાનો કેવી રીતે આડે રસ્તે જાય છે અને મુંબઇમાં રાત્રીના થોડા પરદા પાછળ કેવાં કેવાં કાળાં કામો થાય છે તેની માહીતી આપી જ્ઞાન સાથે ગમ્મત આપનારી આવી રસીલી વારતા હજુ બીજી પ્રગટ થઇ નથી. જમના, દુર્ગા, ચંપા, તનમન, લચ્છી વીજળી વિગેરે માયાની પુતળીઓના પંજામાં આ યુવાન કેમ પાયમાલ થાય છે અને અંતે લગ્ન જીવનનો લ્હાવો લઇ કેમ સુખી થાય છે તે તો વાંચશો ત્યારેજ સમજાશે.

## પાંચ ચીત્રો—સાત વારતા—

## છતાં કિં. રૂ. ૧—૪—૦.

### વીલાસ ઓફીસ,

બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

"ફરનાન્ડા ! આર્થરને સજા થશે એવી તારી ખાત્રી છે?"

"હા. બધો આધાર પેલી છરી પર છે."

"પણ આર્થર તે માટે બીજો પુરાવો રજુ કરે તો? જે દુકાનદારને ત્યાંથી મેં એ છરી ખરીદી હતી તે અદાલતમાં આવે તો—"

"તેને શોધી કોણ લાવશે? વળી ધારો કે એ કોરટમાં આવે પણ તેની છરીમાં પેલું નામ તો તેણે લખ્યું ન્હોતું ને?"

"નહિ. તેના પર "ડબલ્યુ.ડી." લખીને કુંજ તેના ઓરડામાં નાખવામાં આવ્યો હતો."

આ સમયે નોકરે આવી બે ગૃહસ્થો મળવા આવવાની ખબર આપી. લોર્ડ હોલ્ડરનેસનો ચહેરો મોત જેવો ફીક્કો થઇ ગયો.

"વોલ્ટર ! તમે બાજુના રૂમમાં જાઓ. જો કાંઇ ભયનું કારણ હશે તો શું કરવું તે મેં નક્કી કરી મુક્યું છે."

વોલ્ટરને બીજા ઓરડામાં મોકલી ફરનાન્ડાએ બારીમાંથી ડોકીયું કર્યું. મકાનના મુખ્ય દરવાજા આગળ બે જણ ઉભા હતા તેમને જોતાંજ ફરનાન્ડાનો ચહેરો ઉતરી ગયો. તેની સઘળી આશા ધુળમાં મળી ગઇ. બન્ને પોલીસના માણસો હતા. છતાં ફરનાન્ડા જેમ તેમ શાંત રહી.

નોકર બન્નેને ઓરડામાં મુકી ગયો.

"તમારી અને લોર્ડ હોલ્ડરનેસની સાથે મારે અગત્યની વાત કરવાની છે." પોલીસ કોન્સ્ટેબલ કોલીએ ફરનાન્ડાને કહ્યું.

"મારા પતિ ઘરમાં નથી એમ તમને નોકરે કહ્યું ને ?"

"હા. કહ્યું તો ખરૂં પણ લોર્ડ સાહેબ ઘરમાંજ છે અને તમારી બન્નેની સાથેજ હું વાત કરવા માગું છું:" અમલદારી તોરથી કોલી બોલ્યો.

ફરનાન્ડા સમજી ગઇ કે હવે મોતની ઘડી નજીક આવી લાગી છે.

"બેસો, હું બોલાઈ હોલ્ડરનેસને બોલાવી લાવું છું." કહી તે પોતાના ધણીવાળા ઓરડામાં ગઇ અને અંદરથી બારણાં બંધ કરી અત્યંત આનંદીત થઇ પોતાના પતિના ખભા પર હાથ મુકી બોલીઃ "બધી બાજી ઉંધી વળી ગઇ. પોલીસ ઓફીસર આપણને પકડવા આવ્યો છે."

"મેં સઘળી વાત સાંભળી છે."

"તો ચાલો, આપણે સાથેજ દુનીઆને પ્રણામ કરીએ." કહી ફરનાન્ડાએ બે નાની શીશી કાઢી તેમાંની એક પોતાના પતિને આપી.

"ઓ પ્રભુ! મારી દીકરીઓનું શું થશે?" શીશી હાથમાં લઇ હોલ્ડરનેસ રોવા લાગ્યો.

"હવે રોવાથી કંઇ વળવાનું નથી. મરદ થાઓ અને શીશીમાંની દવા પી જાઓ. આવો, મારી પાસે આવો. આપણે સાથેજ પી જઇએ." કહી ફરનાન્ડાએ તેને પોતાની બાજુમાં બેસાડયો. એકજ પળ! બન્ને ઝેર પી ગયા અને એ તેજી ઝેરથી ઉભયના જાન ઉડી જતાં બન્ને જમીન પર ધડામ દઇને તુટી પડયા. આ અવાજથી પોલીસ અમલદારો ચોંકયા. કોલીએ, બારણાં તોડી નાખ્યા પણ તેને, પોતાના ગુનેહગારો જીવતાં નહિ મળ્યા. બદમાસ ફરનાન્ડા અને તેનો હતભાગી પતિ લાશ થઇ જમીન પર પડયાં હતાં.

# મસ્તીખોર માશૂક.

મસ્તીખોર માશુક કોને ગમતી નથી ? આ વારતામાં માશુકની મસ્તી વરણુવવામાં લેખકે કમાલ કરી છે. નાની નાની ચાર રસીલી વારતાઓ આ નાના પુસ્તકમાં સમાવી છે. મસ્તીખોર માશુક, કામરૂદેશની કામીની, ચોર કે પ્રેમી ? અને બબાની બા વિગેરે એકમેકથી ચઢીઆતી વારતાઓ ફક્ત ચાર આનામાં. બે સુંદર ચિત્રો.



### પ્ર જા નું મા ની તું મા સી ક

# વિલાસ

વાર્ષિક લવાજમ રૂ. ૩-૪ (વી. પી. સાથે.)

પરદેશમાં રૂ. ૫ (૮ શીલીંગ.)

દર વરસે ભેટનું પુસ્તક મફત મળે છે. ચોથા વર્ષની ભેટ— રેનોલ્ડસની "રોઝા લામ્બર્ટ" નામની વારતાનો ૧ લો ભાગ—

**આજેજ નામ નોંધાવો—**

**વીલાસ ઓફીસ,**

**બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઈ.**

# પ્રકરણ ૨૧૦–મું.

## ઉપસંહાર.

બીજે દિને ઓલ્ડ બેલીની સેશન્સ કોર્ટમાં આર્થર હટનનો કેસ નીકળતાં તેના વકીલે જે ભયંકર ઇતિહાસ રજુ કર્યો તે પરથી કેસનો રંગજ બદલાઇ ગયો. આર્થર અને ફરનાન્ડાનો પ્રેમ કીસ્સો, ફરનાન્ડાને કુંવારી દશામાં થયલો પ્રસવ, મીસીસ લીંડલીએ આપેલા ઝેરનો આર્થર ઉપર ઉપયોગ, આર્થરે શોધેલો ઝેરનો ઉતાર, ફરનાન્ડાં અને વીલીઅમ ડડલીનું આર્થરનું ખુન કરવાની કાવેપમાં પકડાઇ જવું, વીલીઅમ ડડલીને થયલો પસ્તાવો, વિગેરે તમામ હકીકત કોર્ટમાં રજુ થઇ. તે પછી એક દુકાનદારે લોડ હોલ્ડરનેસે પોતાને ત્યાંથી પેશી છરી ખરીદવાની હકીકત રજુ કરી. લોર્ડ અને લેડી હોલ્ડરનેસે પોલીસ અમલદારને જોતાંજ આપઘાત કર્યો હતો તે પરથી કેરોલાઇન વોલ્ટર્સ અને આર્થર હટનની નિર્દોષતા સિધ્ધ થઇ ગઇ. આર્થર હટનને કોર્ટે માન સાથે છોડી દીધો અને કેરોલાઇન સ્વર્ગવાસી થઇ હતી છતાં અદાલતના ચુકાદાથી તેના નામપરનું ખુનનું કલંક નષ્ટ થયું.

તે પછી મેક્સમેન અને બીજા બેગરમેનની ખુન કરવા તથા સમુદ્રમાં લુંટફાટ કરવા માટે તપાસ ચાલી. જહાજપરના તેઓના સાથીઓ વેટકીન્સ અને બેડલી સરકારી સાક્ષી થતાં બન્ને બદમાશો ગુનેહગાર ઠર્યા અને તેઓને ફાંસીની સજા થઇ. તેઓએ ફાંસીની પરવા ન કરી કેમકે ગેબોઝવીડો અને કેરોટી પોલે પ્રિન્સ પાસે લખાવી લીધેલા પરવાનાથી તેઓની મોતની સજા રદ થશે એવો તેમને વિશ્વાસ હતો. પણ એ આશા ખોટી હતી. ફ્લોરેમલના દસ્તાવેજો આલ્ફ્રેડ ઉપાડી ગયો હતો તે માટે બેગર્સ સ્ટાફમાં તપાસ કરવાની કેરોલાઇને રીગડનને લખેલી ચીઠીમાંની સુચના પ્રમાણે રીગડને પોલીસને ફરીઆદ કરી હતી. પોલીએ બેગર્સ સ્ટાફપર દરોડો પાડી ગેબોઝવીડો, કેરોટી પોલ વિગેરેને કેદ કર્યા અને ઝડતીમાં તેને

પ્રિન્સનો પરવાનો મળી ગયો હતો. ફ્રાલીએ પ્રિન્સને તેના હાથનો પરવાનો આપી જેલના ગવર્નરની પદવી મેળવી અને બદમાસોની આશા નષ્ટ થઇ ગઇ.

એજ દિને રાતે લોર્ડ મોન્ટગમરીના મહેલમાં રાતે નાચગાન ચાલતું હતું તે વખતે મેમ્મથનો છોકરો જેમ્સ ભરાતો છુપાતો તેના ઘર પાસે ગયો. લોર્ડ મોન્ટગમરી લેડી વેલંડનને મળીને પોતાના ઘરમાં દાખલ થતો હતો તેવામાં તેની નજર જેમ્સની શકમંદ હીલચાલપર પડી. તરત મોન્ટગમરીએ તેને પકડયો. જેમ્સના હાથમાંથી બાટલી નીચે પડી ગઇ. એક ભયંકર ધડાકો થયો અને તેને લીધે મોન્ટગમરી અને જેમ્સ બન્નેના શરીરના ટુકડે ટુકડા થઇ ગયા.

ટીમ મીગલ્સને થોડા સમય પછી મારક્વીસનો ખીતાબ મળ્યો અને તેણે લીટીશીઆ સાથે લગ્ન કરી તેને મારક્વેનેસ બનાવી. પેજ અને જુલીઆને પ્રિન્સે વરસે બસો પાઉંડનું સાલીઆણું બાંધી આપી તેમની સેવાની કદર કરી.

પિતાના મરણનો શોક પામી પોલીન લેડી ફ્લોરેન્સ થઇ. ઓકટેવીઆને પેટે એક કન્યા જન્મી ને પછી તેનો રોગ સારો થઇ ગયો. આર્થર ઇટન તેનો કમનસિબ ઇતિહાસ જાણતો હતો છતાં તેણે તેને પરણવાની માગણી કરી. અને ઓકટેવીઆએ તે મંજુર રાખી. રોઝ ચિત્રકાર મી૦ વુડફાલ સાથે પરણી સુખી થઇ.

વાંચનાર, આ મુલ્ક મશહુર વારતાની પહેલી સીરીઝ અહિં સમ્પૂર્ણ થાય છે. પરમાત્માની કૃપાથી તથા અમારા મહેરબાન વાંચનારાઓની ઉદારતાથી અમે આ મહાભારત સાહસ ફતેહમંદીથી પુરું કરવાને શકતીવાન થયા છીએ તે માટે અમે પરમાત્માનો તથા અમારા મહેરબાન વાંચનારાઓનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

## તમે જુવાન છો?

## તમારો સંસાર સુખી છે!

### તમને વશીકરણ વિદ્યાનો શોખ છે?

### વાંઝીઆમ્હેણું ટાળવાની હોંસ છે?

જુદા જુદા સ્વભાવની સ્ત્રીઓને કેમ પીછાનવી તે જાણવા માગો છો?

પ્રેમનાટક સફળ થશે કે નહિ તેની પાકી માહીતી જોઇએ છે?

આવા અને એવા અનેક સ્ત્રી પુરૂષને લગતા ભેદ-ભરમોની સાચી અને સતાવાર માહીતી જોઇતી હોય તો યુરોપ, અમેરીકા અને ભારતવર્ષના પ્રખ્યાત ડોકટરો અને વૈદ્યોના પુસ્તકોપરથી તૈયાર કરેલું

# વિલાયતી કોકશાસ્ત્ર—વાંચો.

દરેક ભાગમાં સમ્પુર્ણ રતિશાસ્ત્ર શમાવી દેવામાં આવ્યું છે. ચાર ચાર ચિત્રો સાથે

**દરેક ભાગની કિં. રૂ. ૧-૮**

**બે ભાગની કિં. રૂ. ૩-૦ વી. પી. પોસ્ટેજ ચાર આના વધુ.**

**વીલાસ ઓફીસ,**

**બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.**

---

### રસીલી ત્રણ ખાસ વારતાઓ.

## મસ્તીખોર માશુક.

કીંમત ચાર આના. શૃંગાર તથા હાસ્યરસથી ભરપુર.

બહારગામવાળાઓએ પાંચ આનાની ટીકીટો મોકલવી.

વિલાસ ઓફીસ, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

મરહુમ મી૦ જ્યોર્જ વીલીઆમ રેનોલ્ડસે મીસ્ટરીઝ ઓફ ધી કોર્ટ ઓફ લંડનની લખી મળીને ચાર સીરીઝ લખી છે. એ ચારે સીરીઝમાં એક એક સમ્પૂર્ણ વારતા છે. આ પહેલી સીરીઝની વારતા પુરી થઇ ગઇ. હવે બીજી સીરીઝ પ્રગટ કરવાનો અમારો વિચાર છે બીજી સીરીઝ ને પહેલી સીરીઝ સાથે કંઇજ સબંધ નથી. ફકત પ્રિન્સ અને બીજા પાત્રો બીજી સીરીઝમાં ચાલુ રહે છે. આ સીરીઝ પહેલી સીરીઝ જેવીજ રસીલી છે અને તે વાંચવાની તક અમારા શોખીન વાંચકો ગુમાવશે નહિ એવી અમે આશા રાખીએ છીએ.

**સમ્પુર્ણ.**

## સ્ત્રીને વશ કરવા માટે,

## પરણ્યા પતિને ઠેકાણે લાવવા,

## સંસારમાં સ્વર્ગ ઉતારવા,

## દમ્પતિ જીવનની લહજ્જત ચાખવા.

સ્ત્રીને વાસના ક્યારે થાય? સ્ત્રી વશ શી રીતે બને? માશુક ચાહે છે કે નહિ તે કેમ માલુમ પડે? પતિને મુગ્ધ કેમ રાખી શકાય? વાંઝીઆ મ્હેણું કેમ ટળે?

આ બધું જાણવા માટે આ પુસ્તકો વાંચો.

સચિત્ર.

# વીલાયતી કોકશાસ્ત્ર

(બે ભાગમાં સંપુર્ણ)

આ પુસ્તકોમાં ભેળંગુ લવારો નથી પણ વાત્સાયન, કોક, મેરી સ્ટોપસ, હેવલોક એલીસ, ઇવાં બ્લોશ, જોન ફૉવન વિગેરે વિગેરે દેશી અને વિલાયતી વૈદ ડોકટરોના સતાવાર ગ્રંથોને આધારે લખાયલી સાચી રતિ વિદ્યા છે. આ બે પુસ્તકો તૈયાર કરવા પછળ સેંકડો રૂપીઆના પુસ્તકો તપાસવા પડયાં છે.

## ત્રણ રૂપીઆમાં અમુલ્ય જ્ઞાનનો ભંડાર

### સંસારમાં ખરૂં સુખ મેળવવાની ચાવી.

### થોડીજ પ્રતો બાકી છે—પાછળથી પસ્તાશો—

## વીલાસ ઓફીસ,

બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ.

રાજા મહારાજાઓનાં ભોપાળાં-આજકાલના ઠાકરડાઓ

બાવલા મુમતાજને ભુલાવે તેવી

અજબરંગીભરેલી ગુજરાતના બંડખોર નવલકથાકાર રા. મધુકરન

# બે ગ મ કે બ લા?



અથવા

એક સાધારણ નારંગીવાળી લખપતીની આ કેવી રીતે થાય છે, અને મેળવવા મોટા મહારાજા કહેવાતા કેવા કેવા ભયંકર કાવત્રાંઓ

**બે બદામની નાચનારીનો બેગમ તરીકેનો દોરદ**

વિગેરે વિગેરે અનેક અદ્ભુત બનાવોથી ભરપુર નોવે

પાકું પુંઠું. કીં. ફક્ત રૂ. ૨ાા—પોસ્ટેજ આના છ.

**વિલાસ ઓફીસ, ૧૮૧, બજારગેટ સ્ટ્રીટ, કોટ,**